# સાદા ને સરલ પ્રશ્નોત્તર.

(૩૩૦ પ્રશ્નોત્તરોનો સંગ્રહ)

પ્રશ્નકાર

શા. ડાહ્યાભાઇ મોતીચંદ—ઓરપાડ.

ઉત્તરદાતા

શા. કુંવરજી આણંદજી—ભાવનગર.

---

સામાન્ય બુદ્ધિના જૈનબંધુઓને કાંઇક બોધ થવા
તેમજ કાંઇક બુદ્ધિને પ્રેરણા થવા માટે

પ્રકાશક

શ્રીજૈનધર્મપ્રસારકસભા
ભાવનગર

વીર સંવત ૨૪૫૭ — વિક્રમ સંવત ૧૯૮૭

ધી "શારદાવિજય" પ્રીન્ટીંગ પ્રેસ—ભાવનગર

કિંમત પાંચ આના

વધારે નકલ મંગાવનાર માટે ચાર આના.

# સુધારો

૧ પ્રશ્ન ૭૧ ના ઉત્તરમા વિદ્યાઓ ૮૪૦૦૦ છપાયેલ છે તે પ્રેસની ભૂલ છે ૪૮૦૦૦ જોઈએ પ્રશ્ન ૧૮૬ ના ઉત્તરમા ૪૮૦૦૦ છપાયેલ પણ છે

૨ પ્રશ્ન ૧૩૪ ના ઉત્તરમા ' એક પહોર છે ત્યા પોણો પહોર અને આવ્યા છે ત્યા અથવા વાચવુ

૩ પ્રશ્ન ૩૨૨ ના ઉત્તરમા લખ્યુ છે કે તેને (ચિલાતિ પુત્રને) કેવળજ્ઞાન થયુ ત્યારે મુનિવેશ નહોતો, પરતુ તેને કેવળ જ્ઞાન તે ભવમા થયુજ નથી, તે દેવલોકે ગયેલા છે

આ શિવાય આ પ્રશ્નોત્તરો વાચીને જે કોઇ વિદ્વાન સાધુ કે અનુભવી શ્રાવક સુધારના સૂચવશે તે માસિકદ્વારા પ્રગટ કરશુ ને આભાર માનશુ

કુ. આ





# પ્રસ્તાવના



પ્રૌઢમતિવાળા વિદ્વાનોની પાસે આ બાળખેલ જેવા સાદા ને સરલ પ્રશ્નોત્તરોની બુકમા પ્રસ્તાવના શુ લખવી? તોપણ કેટલીક જરૂરની બાબતો જણાવવા માટે લખવી પડી છે

આ પ્રશ્નકાર કાંઈક તર્કબુદ્ધિવાળા અને સાચી હકીકતના શોધક જૈનબધુ છે તેના કરેલા પ્રશ્નો ને ઉત્તરો મોટી સખ્યામા હોવાથી શ્રી જૈનધર્મપ્રકાશ માસિકમા પ્રગટ થઈ શકેલા નહીં પરતુ તેમાના કેટલાક પ્રશ્નો ઉપયોગી હોઈને પ્રગટ થાય તો ઠીક એવી ઇચ્છા રહેતી હતી, તેવામા તે પ્રશ્નકાર બધુએજ આ બુક છપાવવામા થતા ખર્ચની સુમારે અરધી રકમ એટલે રૂા ૭૫) આપવા ઇચ્છા જણાવી એટલે બાકીનો ખર્ચ ઉદારદિલ શેઠ નાગરદાસ પુરૂષોત્તમદાસ રાણપુર નિવાસીની સભા મારફતની આવા કાર્યમા વાપરવાની રકમમાથી વાપરવાનુ નકી કરી આ પ્રશ્નોત્તરો છપાવીને બહાર પાડવામા આવ્યા છે

આજસુધીમા પ્રશ્નોત્તરોના અનેક સંસ્કૃત ગ્રથો સેનપ્રશ્ન, હીરપ્રશ્ન, વિશેષશતક, પ્રશ્નોત્તર સાર્ધશતક, પ્રશ્નચિતામણિ વિગેરે છપાયેલ છે ને કેટલાક છપાયા વિનાના છે, પરતુ તેમા બહોળે ભાગે પ્રશ્નકાર મુનિઓ હોય છે અને ઉત્તરદાતા તો અનેક શાસ્ત્રોના અનુભવી આચાર્ય મહારાજ છે વળી ઉત્તરો શાસ્ત્રાધાર સાથે આપેલા છે આ બુકની અદર તો પ્રશ્નકાર ને ઉત્તરદાતા બને ગૃહસ્થ (શ્રાવક) છે અને ઉત્તરો પણ સાદાઈને સમજણના

પ્રમાણમા આપેલા છે તેથી આ પ્રશ્નોત્તરોમા વિદ્વત્તાનો આસ્વાદ મળી શકે તેમ નથી

કેટલાક પ્રશ્નોત્તરો પોતાના સકલ્પથી ઉઠાવેલા પણ છપાયેલા છે તે પક્તિમા શેઠ અનુપચદ મલુકચદ ભરૂચનિવાસી પણ છે કે જેઓ જૈનશાસ્ત્રના શ્રોતાતરીકે બહોળા અનુભવવાળા થઈ ગયેલા છે

આ બુક છપાઇને પ્રગટ થતા સુધીમા જણાયેલ ૩ સ્ખલનાઓના સુધારા પ્રારભમા છાપેલા છે હવે પછી જે કોઇ વિદ્વાન મુનિ કે શ્રાવક સ્ખલના સૂચવશે તે શ્રી જૈનધર્મપ્રકાશ દ્વારા પ્રગટ કરશુ

સારગ્રાહી જૈનબધુઓ આ બુક વાચી તે સબધીના પોતાના વિચાર જણાવશે તો તેથી અમારા હૃદય ઉપર વધારે પ્રકાશ પડી શકશે, માટે તેમ કરવા વિનતિ છે

આ પ્રશ્નોત્તરો વાચી આપવાની તસ્દી સન્મિત્ર મુનિ કર્પૂરવિજયજીએ લીધી છે, તેથી તેમનો આભાર માનવામા આવે છે

સભાનો શુભ હેતુ જૈનબધુઓમા જ્ઞાન ફેલાવવાનો છે તેમા આ બુક અમુક ભાગ બજાવશે એમ ધારવામા આવે છે પરમાત્મા સૌને સારગ્રાહી બુદ્ધિ આપો એમ ઇચ્છી આ ટુકી પ્રસ્તાવના સમાપ્ત કરવામા આવે છે

પ્ર. અશાડ શુદિ ૫ સ ૧૯૮૭ } શ્રી જૈનધર્મ પ્રસારક સભા. ભાવનગર





# સાદા ને સરલ પ્રશ્નોત્તર.*

( પ્રશ્નકાર–શા ડાયાભાઈ મોતીચંદ–ઓરપાડ. )

પ્રશ્ન ૧–'પંચ શબ્દ વાજીત્ર' કોને કહીએ ? એ શબ્દનો અર્થ શું છે ?

ઉત્તર–અનેક પ્રકારના વાજીત્રોમાંથી નીકળતા શબ્દોના પાંચ પ્રકાર મધુર, મંદ્ર વિગેરે શબ્દવેત્તાઓએ પાડેલા છે તેથી તેવા પાંચે પ્રકારના શબ્દવાળા અનેક વાજીત્રો, એમ એનો અર્થ સમજવો

પ્રશ્ન ૨–શ્રી ગોતમસ્વામીના માતાપિતાના નામ, સ્થાન, આયુ વિગેરે શેમાંથી લભ્ય થશે ? તે કયો ધર્મ પાળતા હતા ?

ઉત્તર–ગૌતમસ્વામીનો રાસ અર્થ સહિત છપાયેલ છે તેમાંથી તેમને લગતી સર્વ હકીકત મળી શકશે તેમનું ગોબરગામ, વસુભૂતિ પિતા, પૃથ્વી માતા અને ૯૨ વર્ષનું આયુ હતું તેઓ વેદાનુયાયી બ્રાહ્મણ હતા

---

* આ પ્રશ્નોત્તરો અલ્પજ્ઞ મનુષ્યો–શ્રાવકોને સાધારણ વાત સમજવા માટે પ્રસિદ્ધ કર્યા છે એમાં કોઇ વિદ્વત્તા ભરેલા પ્રશ્નોત્તરો છે એમ સમજવાનું નથી તેમાં પણ છદ્મસ્થપણાથી થયેલી સ્ખલના માટે પ્રાગ ભમાજ ક્ષમા માગવામાં આવે છે ઉત્તરકાર.

પ્રશ્ન ૩–શ્રી મહાવીરસ્વામીના અગ્યારે ગણધર જૈનેતર એવી બ્રાહ્મણ કોમમાંથી થયા તેનું શું કારણ ? જૈન કોમમાં કોઈ ગણધર થવા યોગ્ય નહોતા ? અથવા તેવાઓએ દીક્ષા લીધી નહોતી ?

ઉત્તર–વીતરાગના માર્ગમાં જૈન જૈનેતરનો એવો ભેદ રાખેલોજ નથી જેનામાં વધારે યોગ્યતા દેખાય તેને ગણધર પદ આપવામાં આવે છે મહાવીર પ્રભુ કેવળજ્ઞાન પામ્યા તે વખતમાં યજ્ઞયાગાદિની પ્રવૃત્તિ–તેમાં જીવોનો હોમ કરવા વિગેરેની બહુ વધી ગઇ હતી, તેના કરાવનાર ગુરૂ તરીકે ખાસ બ્રાહ્મણો હતા તેથી તેવા હિંસક યજ્ઞાદિક બંધ કરાવવા માટે તે કાર્યના કરાવનારા તેના ધર્મગુરૂઓનેજ પ્રતિબોધ પમાડવાની ખાસ આવશ્યકતા હતી તેથી ખાસ ક્રમ તે ઉપર આપેલું જણાય છે

પ્રશ્ન ૪–બીજા તીર્થંકરોના ગણધરો જૈન વર્ગમાંથી થયા છે કે જૈનેતર થયા છે ?

ઉત્તર–એને માટે કોમ તરીકેનો ખાસ ઉલ્લેખ વાંચવામાં આવ્યો નથી, તેમ તેવો ઉલ્લેખ કરવાની જરૂર પણ નહોતી, કારણ કે જૈનધર્મ ખાસ અમુક કોમનોજ નહોતો ને નથી

પ્રશ્ન ૫–ગણધર શબ્દનો અર્થ શું ? તેઓ કોની આજ્ઞામાં રહેતા હશે ? એક ગણધર બીજા ગણધરની આજ્ઞામાં વર્તતા હશે ? દરેક ગણધરના પરિવારને પરસ્પર વંદન વ્યવહારાદિ હશે કે કેમ ?

ઉત્તર ગણ એટલે સમૂહ મુનિઓના સમૂહને ધર–ધારણ કરે, તેમની સારસંભાળ કરે, ભણાવે, ગણાવે, આગળ વધારે તે ગણધર કહેવાય છે બધા ગણધરો પરમાત્માની આજ્ઞામાં રહે

છે અને ઉત્તરોત્તર ક્રમ પ્રમાણે એકબીજાનો વિનય સાચવે છે પરમાત્માને વિરહે જે ગણધરને સમુદાયના વડા તરીકે પ્રભુએ સ્થાપ્યા હોય તેની આજ્ઞામા બધો સમુદાય વર્તે છે મહાવીર પ્રભુએ સુધર્માસ્વામીને વડા સ્થાપ્યા હતા તેથી બધો સમુદાય તેમની આજ્ઞામા વર્તતો હતો દરેક ગણધરના પરિવારને પરસ્પર વદન વ્યવહારાદિ દરેક પ્રકારનો સબધ દીક્ષાપર્યાય વિગેરે શાસ્ત્રોક્ત મર્યાદા પ્રમાણે હોય છે

પ્રશ્ન ૬–ગૌતમસ્વામી અષ્ટાપદ પર્વત ઉપર સૂર્યના કીરણોનુ અવલબન લઈને ચડ્યા એ હકીકત બરાબર છે ?

ઉત્તર–એ હકીકત માત્ર સભાવનારૂપ જણાય છે એઓ પોતાની લબ્ધિવડેજ ચડ્યા છે, પરતુ જાણે સૂર્યના કીરણનુ અવલબન લઈને ચડ્યા ન હોય એવી સભાવના કરી છે સૂર્યના કીરણો વિસસા હોવાથી હાથમા આવે તેવાજ નથી તેથી અવલબન રૂપ થતા નથી

પ્રશ્ન ૭–અષ્ટાપદપરના ચૈત્યમા બિરાજમાન કરેલી પ્રભુના બિંબની ગોઠવણ તે તીર્થના ચિત્રમા આવે છે તેવી છે કે શાસ્ત્રોક્ત चत्तारीअट्ठदसदोय એ ગાથા પ્રમાણે છે ?

ઉત્તર–ચિત્રમા ચાર દિશા બતાવી શકાય નહીં તેથી ઉપર નીચે ૨૪ પ્રભુના બિંબ બતાવવામા આવેલ છે બાકી ત્યા સ્થાપના તો શાસ્ત્રોક્ત ચાર, આઠ, દશ ને બે–એ રીતે ૨૪ પ્રભુની ચાર દિશા સન્મુખ કરેલી છે ઋષભ ને અજિત બે પૂર્વ દિશાએ, સભવાદિ ચાર દક્ષિણ દિશાએ, સુપાર્શ્વાદિ આ૦ પશ્ચિમ દિશાએ અને ધર્મનાથાદિ દશ ઉત્તર દિશાએ જાણવા.

પ્રશ્ન ૮—અષ્ટાપદ ઉપરના ચૈત્યમા પ્રતિમાઓની જે સખ્યા ચારે દિશાઓએ રાખવામા આવી છે તેનુ ખાસ કાઇ કારણ છે?

ઉત્તર—દરેક બિબ પોતપોતાની અવગાહના પ્રમાણે હોવાથી અવગાહનાના સમામ ઉપર મોટેભાગે આધાર રાખવામા આવેલો જણાય છે તદુપરાત બીજુ કાઇ કારણ જાણવામા નથી

પ્રશ્ન ૯—અષ્ટાપદની શોધ હાલના વિમાનોના સાધનથી થઇ શકે? તે પર્વત ઉપર અત્યારે કોઇ તપસ્વી, ઋષિઓ, મુનિઓ કે જનાવરો હશે? ત્યા છેલ્લુ કોણ ગયુ છે?

ઉત્તર—એની શોધ કરવા માટે કરેલો પ્રયાસ ફળદાયક થવા સભવ નથી કારણ કે એમ હોત તો પૂર્વે થઇ ગયેલા જૈની રાજા મહારાજાઓ, મત્રીઓ અને આચાર્યાદિકો શોધ કરત યા કરાવત. વળી તેની ઉપર તપસ્વી વિગેરે હશે કે કેમ? તેને માટે તો 'મૂલ નાસ્તિ કુત શાખા' એ ન્યાય સમજવાનો છે ગૌતમસ્વામી, પછી ત્યા બપ્પભટ્ટીસૂરિ છેલા ગયાનુ વાચવામા આવેલ છે

પ્રશ્ન ૧૦—અષ્ટાપદ પર્વત શાશ્વત કે અશાશ્વત? તેને પગથીઆ આઠજ હતા? અને અષ્ટાપદ નામ તે ઉપરથીજ પડ્યુ હતુ?

ઉત્તર—એ પર્વત શાશ્વત પર્વતોમા ગણાવેલ નથી તેની ઉપર ચડવાના પગથીઆ એકેક યોજનના આઠજ હતા અને ખાસ કરીને તેટલા ઉપરથીજ તેનુ નામ અષ્ટાપદ પડ્યુ હતુ

પ્રશ્ન ૧૧—દિગ્કુમાર ને દિગ્કુમારીઓની સખ્યા કેટલી છે? તેના રહેવાના સ્થાન વિગેરે હકીકત શેમા બતાવેલી છે? દિગ્કુમારનુ પૂજન શા માટે કરવામા આવે છે?

ઉત્તર–દિગ્કુમાર છેજ નહીં. દિગ્કુમારીઓ ૫૯ છે તેના સ્થાન અને ફરજ વિગેરે શ્રી કલ્પસૂત્રની ટીકામા પ્રભુના પ્રસૂતિ કાર્યને પ્રસગે વિસ્તારથી કહેલ છે તેઓ સ્વામી-વિનાની હોવાથી કુમારીકા કહેવાય છે અને ૮ અધોલોકમા, ૮ ઉર્ધ્વલોકમા, ૩૨ રૂચકગિરિ ઉપર ચાર દિશામા, ૪ વિદિ-શામા અને ૪ રૂચકદ્વીપમા રહે છે પૂજા દશ દિગ્પાળની કરવામા આવે છે તેને અને આને કાઇ સબધ નથી

પ્રશ્ન ૧૨–સાધુને વીશ વસા દયા અને શ્રાવકને સવા વસો જીવદયા કહી છે, એટલા અતરનુ શુ કારણ? એની વિગત શેમા છે?

ઉત્તર–અહીં વીશ વસા એ પૂરેપૂરી દયાવાચક શબ્દ છે શ્રાવક તે કરતા ૧૬ મા ભાગે દયા પાળી શકે છે તેથી, તેને સવા વસો દયા કહેલી છે શ્રાવક 'નિરપરાધી ત્રસ જીવને સકલ્પીને નિરપેક્ષપણે હણુ, નહીં' એટલોજ પ્રતિબધ પ્રથમ વ્રતમા કરે છે તેનુ વિશેષ વર્ણન બાર વ્રતોના સ્વરૂપમા શ્રાદ્ધવિધિ વિગેરેમા છે

પ્રશ્ન ૧૩–દૃષ્ટિવાદ બારમુ અગ કયારે વિચ્છેદ ગયુ? શા કારણે વિચ્છેદ ગયુ? વિચ્છેદ ગયુ એટલે મોઢે હતુ તે ભૂલાઇ ગયુ કે કેમ? એ અગ લખાયુ હતું? તેમા શુ હકીકત હતી? એની ગરજ સારે એવુ અત્યારે કાઈ સાધન શાસ્ત્રરૂપ છે?

ઉત્તર–બારવર્ષી દુકાળ પ્રસગે એનુ પઠન-પાઠન-સ્મર-ણાદિક ન થઇ શકવાથી તે વિચ્છેદ ગયુ છે વિચ્છેદ ગયુ એટલે ભૂલાઇ ગયુ એ લખાણુ નહોતુ, લખાય તેમ પણ નહોતુ તેના વિભાગરૂપ ચૌદ પૂર્વ લખવા માટે કેટલી શાહી જોઇએ

તેનુ પ્રમાણ કહેલ છે એ જાણતા આ વાત સમજી શકાય તેમ છે દૃષ્ટિવાદની અદર પ્રાયે દ્રવ્યાનુયોગનુ સ્વરૂપ વિશેષ હતુ, બાકી તો ચારે અનુયોગનો સમાસ હતો ચૌદ પૂર્વ એનો અમુક ( પૂર્વગત ) વિભાગ હતો એની ગરજ અત્યારે બાકીના અગો તથા ઉપાગોથી અને તેટલી સરે છે, સર્વથા ગરજ સરી શકે એવુ કોઈ સાધન નથી

પ્રશ્ન ૧૪–બાર વ્રતની પૂજામા ' હાથીમુખસે દાણો નીકસે, કીડીકુટુબ સહુ ખાવે ' એમ કહ્યુ છે તેનો અર્થ શુ છે ?

ઉત્તર–હાથીનો ખોરાક ઘણો હોય છે તે ખાતા ખાતા તેના મુખમાથી જે દાણા ખરી પડે છે તેનાથી કીડીના કુટુબનો નિર્વાહ થઇ શકે છે તેમ હે પ્રભુ ! આપ તો અનત જ્ઞાનદર્શનાદિ ગુણોથી ભરેલા છો, તેમાથી થોડુ થોડુ પણ આપવા કૃપા કરશો તો મારૂ સેવકનુ કામ થઇ જશે અમને એટલો લાભ માત્ર સમકિતપ્રાપ્તિ રૂપ મળવાથી અમે આગળ વધી શકશુ આ તેનો ભાવાર્થ છે

પ્રશ્ન ૧૫–મમ્મણ શેઠ ક્યારે થયા છે ? એની કથા શેમા છે ? તેનો સાર શુ છે ? અન્યમતવાળા કહે છે તે મમ્મણ અને આપણે કહીએ છીએ તે મમ્મણ એકજ કે જુદા છે ?

ઉત્તર–મમ્મણ શેઠ મહાવીર પ્રભુના વખતમા થયા છે એની પાસે દ્રવ્ય ઘણુ હતુ, છતા તે કૃપણ બહુ હતા. તેની કથા મહાવીરચરિત્રમાથી તેમજ શ્રેણિકચરિત્રમાથી મળશે. તેનો સાર એ છે કે તેની પાસે પારાવાર લક્ષ્મી છતા ભોગાતરાયનો ઉદય હોવાથી તેલ ને ચોળા સિવાય તે બીજુ કાઇ ખાઈ શકતો નહોતો, ખાય તો પચતુ નહોતુ અન્યમતમા મમ્મણ શેઠની કથા નથી, માત્ર તેઓ કૃપણને મમ્મણ કહે છે

પ્રશ્ન ૧૬-ચિત્રાવેલી એ શુ છે? કયા મળે છે? તેની હકીકત શેમા આવે છે? તે કોને મળી હતી?

ઉત્તર-ચિત્રાવેલી એક જાતની વેલડી-વનસ્પતિકાય છે તેમા કુદરતી એવો ગુણ છે કે તેની ઉપર જે વસ્તુનુ પાત્ર ખાલી કરેલુ મૂકો તો તે પાત્ર તે માહેની વસ્તુથી ભરપૂર થઇ જાય છે એ ચિત્રાવેલી ધનશેઠને મળી હતી. એક ઘી વેચવા આવેલી ભરવાડણ તેની ઇંઢોણી કરીને લાવી હતી, પણ ધનશેઠને પરિગ્રહનુ પ્રમાણ હોવાથી, તે લીધી નહીં-જવા દીધી એની કથા પાચમા વ્રત ઉપરની કથામા છે પેથડકુમારને પણ ચિત્રાવેલી મળી હતી આ કાળમા મળવાનો સંભવ નથી

પ્રશ્ન ૧૭-દરેક પૂજાની શરૂઆતમા આધાર લેવામા આવે છે તે આપણા ધર્મનોજ લેવાય છે કે બીજાનો પણ લેવાય છે?

ઉત્તર-આપણા ધર્મશાસ્ત્રોનો આધારજ પ્રાયે લેવાય છે, બીજાનો આધાર લેવાની આપણે જરૂર નથી આપણામા બધુ છે બાકી લેવાની મનાઇ નથી

પ્રશ્ન ૧૮-ચાર મહાવિગયમા વિગય શબ્દનો શુ અર્થ છે?

ઉત્તર-વિગય શબ્દ વિકૃતિવાચક છે, એ ચાર પદાર્થો અત્યત વિકૃતિ કરનારા અને ઘણી હિંસા સૂચવનારા હોવાથી તેને મહાવિગય તરીકે વર્ણવવામા આવ્યા છે અને તે સર્વથા ત્યાજ્ય છે

પ્રશ્ન ૧૯-અણાહારી પદનો અર્થ શુ? ત્યા કોઈ પ્રકારનો આહાર લેવાતો નથી તે કે બીજો અર્થ છે?

ઉત્તર-અણાહારી પદ મોક્ષને કહે છે આ જીવ ગર્ભમા ઉપજતા ઓજઆહાર, ત્યારપછી લોમઆહાર અને જન્મ્યા બાદ કવળાહાર કરે છે એ ત્રણ પ્રકારના આહારમાથી કોઈ પણ

આહાર જ્યા નથી તે અણાહારી પદ સમજવુ આહારની અપેક્ષા શરીરને છે, આત્માને નથી, સિદ્ધાવસ્થામા શરીર નથી તેથી આહાર પણ નથી ચાર પ્રકારના આહારમા સમાવેશ ન થાય તે ચીજ અણાહારી કહેવાય છે વિગ્રહગતિમા પણ જીવ એક બે ત્રણ સમય અણાહારી રહે છે

પ્રશ્ન ૨૦ ગઠસી, ઘરસી ને દીપસી એટલે શુ ?

ઉત્તર-આ અને એવા બીજા સાંકેતિક-અભિગ્રહ પ્રત્યાખ્યાન આઠ પ્રકારના કહેલા છે ગઠિસહિયમા સ્થિર આસને બેસી નવકાર ગણી ગાઠ છોડીને અન્ન પાણી વિગેરે વપરાય છે પછી મોઢુ ચોખુ કરી નવકાર ગણી ગા૦ બાધીને ઉઠાય છે એમા ગફલત કરે તો પ્રાયશ્ચિત્ત કરવુ પડે છે મુટ્ઠિસહિય ને અગુઠસહિય પણ આની જેવાજ છે ઘરસહિયમા અમુક ઘરેથીજ આહાર લેવો એવો અભિગ્રહ પ્રાયે મુનિ કરે છે તેટલા ઘરમાથી જે મળે તેટલાથી નિર્વાહ કરવો પડે છે દીપસહિયમા દીવો બળે ત્યા સુધી કાયોત્સગ કરવાનો નિયમ કરવામા આવે છે તે સિવાય સ્વેદ સહિત, ઉચ્છ્વાસ સહિત ને સ્તિબુક સહિત-મળીને આઠ પ્રકાર થાય છે

પ્રશ્ન ૨૧-આગારી ને અનગારી શબ્દનો શુ અર્થ છે ?

ઉત્તર-આગાર શબ્દ ઘરવાચક છે આગારી તે ઘરવાળા ગૃહસ્થ અને અણગારી તે ઘરવિનાના મુનિ સમજવા

પ્રશ્ન ૨૨ ક્ષીરાશ્રવલબ્ધિ એટલે શુ ? તે કોને થાય છે ? અને શાથી થાય છે ?

ઉત્તર-ક્ષીરાશ્રવલબ્ધિવાળા મુનિજ હોય છે તે ઉપદેશ આપે ત્યારે સાભળનારને જાણે સાકરમિશ્રિત દુધનુ પાન કરતા

હોય તેવો રસ પડે છે, આનંદ થાય છે એ લબ્ધિ ભાવી આત્મા અણગારને તપસ્યાવડે પ્રાપ્ત થાય છે એવી કુલ ૨૮ લબ્ધિઓ છે

પ્રશ્ન ૨૩–સૂર્યપ્રજ્ઞપ્તિ ને ચંદ્રપ્રજ્ઞપ્તિમા શુ અધિકાર છે? અને તેમા કહ્યા પ્રમાણે હકીકત અત્યારે મળતી આવે છે?

ઉત્તર–એમા જ્યોતિષચક્રનો અધિકાર છે, પણ સૂત્ર વાચવાનો શ્રાવકને અધિકાર નથી, તેથી તે સૂત્રના જ્ઞાતા આચાર્યાદિકને મળીને તેમા શુ છે તેની વિગત પૂછવી

પ્રશ્ન ૨૪–અવગાહના એટલે શુ?

ઉત્તર–શરીરાદિકનુ પ્રમાણ–લબાઈ અથવા ઉંચાઇ તે અવગાહના કહેવાય છે

પ્રશ્ન ૨૫–યમ ને નિયમમા શુ ફેર? તેનો અર્થ શુ?

ઉત્તર–અહિંસા વિગેરે પાચ **યમ** કહેવાય છે અને શૌચ સતોષાદિ પાચ **નિયમ** કહેવાય છે આ બાબત આઠ દષ્ટિની સજ્ઝાય અર્થવાળી છપાયેલ છે તેમા વિસ્તારથી કહેલ છે **યમ** કાયમ માટે હોય છે ને **નિયમ** અમુક વખત માટે હોય છે

પ્રશ્ન ૨૬–સાધુઓએ દશ પ્રકારની સમાચારી પાળવી. એટલે શુ? તેના દશ પ્રકારનુ વર્ણન શેમા છે?

ઉત્તર–સમાચારી શબ્દ સમ્યગ આચારવાચક છે એનુ વર્ણન શ્રી દશવૈકાળિકની ટીકા વિગેરેમા છે તેના નામ ઇચ્છા, મિચ્છા, આવસ્સિયા, નિસ્સિહીયા, તહકાર, છદણા, પૃચ્છા, પ્રતિપૃચ્છા, ઉપસપદા ને નિમતણા–આ પ્રમાણે છે તેનો એક દિવસમા વારવાર ઉપયોગ થતો હોવાથી તે ચક્રવાળ સમાચારી કહેવાય છે તેના અર્થાદિ મુનિરાજ પાસેથી સમજવા.

પ્રશ્ન ૨૭–અમદાવાદને રાજનગર કેમ કહેવામા આવે છે?

ઉત્તર–તેનુ બીજુ નામ રાજનગર છે એક વખત તે ગુજરાતના બાદશાહોની રાજધાનીનુ શહેર હતુ તેથી તે નામ પડેલ છે

પ્રશ્ન ૨૮–ભવ્ય અને અભવ્ય શબ્દનો અર્થ શુ છે?

ઉત્તર–ભવ્ય શબ્દ યોગ્યતાવાચક છે જેનામા મોક્ષે જવાની યોગ્યતા હોય છે તે ભવ્ય કહેવાય છે અને તેવી યોગ્યતા ન હોય તે અભવ્ય કહેવાય છે ઘણા કાળે મોક્ષે જનારા હોય તે દુર્ભવ્ય કહેવાય છે સામગ્રી પામ્યા છતા પણ જે મોક્ષે જઈ શકતા નથી તે અભવ્ય કહેવાય છે

પ્રશ્ન ૨૯–મિથ્યાત્વના પુદ્ગળ એટલે શુ?

ઉત્તર–આઠ કર્મો પકી મોહનીયકર્મની ૨૮ પ્રકૃતિઓ છે તેમા ૩ દર્શનમોહનીય અને ૨૫ ચારિત્રમોહનીય કહેવાય છે દર્શનમોહનીયના ૩ પ્રકાર, મિથ્યાત્વમોહનીયના ત્રણ પુંજ થવાથી થાય છે મિથ્યાત્વ તે મૂળ પ્રકૃતિ છે જિનવાણીથી અન્ય માન્યતા તે મિથ્યાત્વ કહેવાય છે તે પ્રકૃતિના કર્મરૂપ દળ તે પુદ્ગળ કહેવાય છે

પ્રશ્ન ૩૦–નદાવર્ત્ત સ્વસ્તિક શુ સૂચવે છે? તેમા ને સામાન્ય સ્વસ્તિકમા શુ ફેર છે? એ કરવાનુ કયારથી શરૂ થયુ છે?

ઉત્તર–નદ એટલે નવ આવર્ત્ત એટલે ખુણા, જેની ચારે પાખડીમા પડે તે નદાવર્ત્ત સ્વસ્તિક કહેવાય છે સામાન્ય સ્વસ્તિકને માત્ર એક ખુણાવાળી ચાર પાખડીઓજ હોય છે એની શરૂઆત કયારે થઇ એ કહી શકાય નહીં અષ્ટમગળિકમા તે મૂળથીજ ગણાય છે

પ્રશ્ન ૩૧–ધાતુની પચતીર્થીમા પાચ બિંબો રાખવામા આવ્યા છે તેનુ કાઇ ખાસ કારણ છે ? અને તે પાચે કયા પ્રભુના સમજવા ?

ઉત્તર–પચ પરમેષ્ઠી કહેવાય છે, ઇંદ્ર પાચરૂપે પ્રભુને મેરૂપર લઈ જાય છે ઇત્યાદિ કારણથી પાચની સખ્યા ઉત્તમ છે એ કારણ છે અને એ પાચે બિંબ મૂળનાયક મધ્યમા જે બિરાજમાન હોય તે નામનાજ સમજવા

પ્રશ્ન ૩૨–ચિંતામણિ રત્ન ને દક્ષિણાવર્ત શખ એ જુદી જુદી વસ્તુ છે કે એક છે ? વાચ્છિત તો બને આપે છે એ વસ્તુઓ આ કાળમા પ્રાપ્ત થઇ શકે છે ? થઇ શકતી હોય તો સ્થાન લખશો

ઉત્તર–બને વસ્તુ જુદી જુદી છે ચિંતામણિ રત્ન ખાણો વિગેરેમાથી નીકળે છે અને દક્ષિણાવર્ત શખ તો સમુદ્રમાથીજ નીકળે છે એ વસ્તુઓ દેવની પ્રસન્નતાથીજ મળી શકે છે દેવાધિષ્ઠિતજ હોય છે આ કાળમા તે મળવાનો પ્રાયે સભવ નથી એવા ભાગ્યશાળી મનુષ્યોજ આ કાળમા બહુ અલ્પ દેખાય છે કામધેનુ, કામકુભ, કલ્પવૃક્ષ વિગેરે પણ વાચ્છિતને આપનાર પદાર્થો છે

પ્રશ્ન ૩૩–ઘટ ને નિઘટુ શબ્દ શા અર્થમા વપરાય છે ?

ઉત્તર–ઘટ દેરાસર વિગેરેમા વગાડવામા આવે છે તેને કહે છે અને નિઘટુ તે શબ્દકોષના કર્ત્તાનુ નામ છે એનો વ્યુત્પત્તિયુક્ત અર્થ હોવા સભવ નથી

પ્રશ્ન ૩૪–ચાર થોઈઓ પૈકી ચોથી થોઈમા જે દેવદેવી ઓની સ્તુતિ કરવામા આવે છે તે સમકિતદ્દષ્ટિની કે મિથ્યા દ્દષ્ટિની ? એ દેવદેવીઓનુ વિશેષ વર્ણન શેમા છે ? તે સમકિતી ને મિથ્યાદ્દષ્ટિ શા ઉપરથી કહેવાય છે ?

ઉત્તર–ચોથી સ્તુતિમા સમકિતદ્દષ્ટિ પરમાત્માના ભક્ત દેવદેવીઓની સ્તુતિજ કરાય છે દેવદેવીઓના વર્ણનવાળા શાસ્ત્ર સબધી મારી માહિતી નથી નિર્વાણકલિકામા તેનો અધિકાર છે જે જૈનધર્મને અને દોષરહિત દેવગુરૂને સાચા માને તે સમકિતી અને બીજા દેવગુરૂને સાચા માને તેને મિથ્યાત્વી જાણવા

પ્રશ્ન ૩૫–ત્રણ થોઈવાળા રાજેદ્રસૂરિકૃત અભિધાન રાજેદ્ર કોષ ઉપયોગી છે ?

ઉત્તર–ઉપયોગી છે, પ્રયાસ સારો કર્યો છે, પણ કિંમત બહુ છે

પ્રશ્ન ૩૬–ચિંતામણિ શબ્દનો અર્થ શુ છે ? ચિંતામણિ રત્નમા ને ચિતામણિ પાર્શ્વનાથમા ચિતામણિ શબ્દ એક અર્થવાચક છે ?

ઉત્તર–ચિતામણિ એટલે ચિંતવીત–વાંછિત પદાર્થને આપનાર મણિ પાર્શ્વનાથમા પણ એ શબ્દ પાર્શ્વપ્રભુ વાંછિત પૂરનાર હોવાથીજ વપરાયેલ છે પરમાત્માની સેવાભક્તિ ભક્ત જનોના વાંછિતને પૂરે છે એ નિ સશય હકીકત છે

પ્રશ્ન ૩૭–ત્રણ થોઈવાળા સાથે ચોથી સ્તુતિની માન્યતાનોજ ફેર છે કે તે સિવાય બીજો કાઇ ક્રિયાકલાપ વિગેરેમા ફેરફાર છે ?

ઉત્તર–એ વિષે મારી વિશેષ માહિતી નથી તેમણે પોતાની માન્યતા એક બુકમા છપાવી છે બીજો પણ ફેર છે ખરો

પ્રશ્ન ૩૮–કોઇ મુનિ કાળ કરે ત્યારે તેને અગ્નિસસ્કાર કરવા લઇ જતા માડવી કરવામા આવે છે તેનુ શુ કારણ? એની શરૂઆત કયાન્થી થઇ છે? ને શા કારણથી થઇ છે?

ઉત્તર–માડવી ભક્તિ માટે કરવામા આવે છે કોઇપણ તીર્થંકર નિર્વાણ પામે ત્યારે તેમને માટે, સાથે કાળ કરેલા ગણધરો માટે, તેમજ સામાન્ય મુનિઓ માટે–એમ ત્રણ શિબિકા જુદી જુદી ઇંદ્રાદિક દેવો કરે છે તે અનુસારે ભક્તિવત શ્રાવકો મુનિરાજ માટે અત્યારે પણ કરે છે એની શરૂઆત દીર્ઘકાળથી થયેલી છે

પ્રશ્ન ૩૯–શિબિકા, પાલખી, માડવી એક અર્થવાચક છે? આપણા મુનિ પાલખીમા બેસી શકે?

ઉત્તર–એ ત્રણે શબ્દ બહોળતાએ એકાર્થવાચક છે, પણ માડવી શબ્દ અતસમયે કરાય તેમાજ વપરાય છે, શિબિકા શબ્દ દીક્ષાપ્રસગમા વપરાય છે સાધુને પાલખી કે શિબિકામા બેસવાનો અધિકાર નથી રાગીષ્ટ કારણે બેસવુ પડે તો નિરૂપાયપણુ છે

પ્રશ્ન ૪૦–પર્વ શબ્દનો વાચ્યાર્થ શુ? ધાર્મિક પર્વ ને લૌકિક પર્વમા ફેર ખરો કે નહીં?

ઉત્તર–પર્વ શબ્દ વાર્ષિક તિથિની સધીસૂચક છે ધાર્મિક પર્વનુ આરાધન પુણ્યબધ કરાવે છે અને લૌકિક પર્વના આરાધનમા મિથ્યાત્વીની ક્રિયા કરવામા આવે છે તેથી અશુભ કર્મબધ થાય છે એ બન્ને પ્રકારના પર્વોમા અત્યત ફેર છે

પ્રશ્ન ૪૧–જૈન પચાગમા પચાગ શબ્દે કયા પાચ અગ સમજવા ? પચાગ પ્રણામ ને પચાગી સૂત્રોની કહેવાય છે તેમા પણ પાચ પાચ અગ કયા છે? દ્વાદશાગીને અગની ઉપમા કેમ આપી છે?

ઉત્તર–પચાગમા તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ–એમ પાચ અગનો સમાવેશ હોય છે, આપણા હાલ છપાય છે તે જૈન પચાગમા માત્ર તિથિ ને વારજ હોય છે પચાગ પ્રણામમા બે જાનુ, બે હાથ ને મસ્તક–એ પાચ અગો ભૂમિએ લગાડવાના છે મૂળ સૂત્ર, નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ ને ટીકા–એ પચાગી કહેવાય છે શ્રુતજ્ઞાનરૂપ પુરૂષના એ અગો–વિભાગો હોવાથી આચારાગ વિગેરે બાર સૂત્રને અગની ઉપમા આપી છે

પ્રશ્ન ૪૨–સથારાપોરિસીના કર્ત્તા કોણ છે? તેમા શુ અધિકાર છે? તે રાત્રે કહેવાનુ ખાસ કારણ શુ છે?

ઉત્તર–એના કર્ત્તા પૂર્વાચાર્ય છે તેના નામનો નિર્દેશ નથી એમા શુ કહેલ છે અને તે રાત્રે કહેવાનુ કારણ શુ છે? તે અર્થસાથે સથારાપોરિસી વાચી જવાથી સમજી શકાય તેમ છે તેમા રાત્રે કેવી રીતે સથારો કરવો અને શરણ વિગેરે કેવી રીતે કરવા તે બતાવેલ છે તેથી પોસાતીએ રાત્રે સથારો કરતી વખત તે ભણવાની જરૂર છે?

પ્રશ્ન ૪૩–પચ્ચખ્ખાણ અથવા પ્રત્યાખ્યાન શબ્દનો અર્થ શુ છે? એ બે શબ્દમા કાઇ ફેર છે કે એકાર્થવાચકજ છે?

ઉત્તર–એનો વાચ્યાર્થ તો ત્યાગરૂપ છે બાકી શબ્દાર્થ ગુરૂ કહે તેના ઉત્તરમા કહેવુ એટલે ગુરૂ પચ્ચખ્ખાઇ કહે ત્યારે

પચ્ચખ્ખામિ કહેવુ અને ગુરૂ વોસિરઇ કહે ત્યારે વોસિરામિ કહેવુ તે છે એ બને શબ્દ માગધી ને સંસ્કૃત ભાષાના એકાર્થવાચકજ છે

પ્રશ્ન ૪૪–પૂર્વ શબ્દનો અર્થ શુ છે? આપણામા ચૌદ પૂર્વો કહેવાય છે તેમા શુ શુ અધિકાર છે? અને તે નામ શા ઉપરથી પડ્યા છે?

ઉત્તર–પૂર્વે–પ્રથમ કહેલા–ગણધર મહારાજાએ પ્રથમ સૂત્રરૂપે ગુથેલા હોવાથી પૂર્વ કહેવાય છે તે ચૌદ છે તેનો બારમા અગમા સમાવેશ છે તેના નામ ઉપરથીજ તેમા શુ શુ અધિકાર છે તે પ્રાયે સમજાય તેમ છે, અને તેમા કહેલા અધિકાર ઉપરથીજ તે નામ પડેલા છે તે નામો નીચે પ્રમાણે છે —

૧ ઉત્પાદ, ૨ અગ્રાયણીય, ૩ વીર્યપ્રવાદ, ૪ અસ્તિપ્રવાદ, ૫ જ્ઞાનપ્રવાદ, ૬ સત્યપ્રવાદ, ૭ આત્મપ્રવાદ, ૮ કર્મપ્રવાદ, ૯ પ્રત્યાખ્યાનપ્રવાદ, ૧૦ વિદ્યાપ્રવાદ, ૧૧ કલ્યાણપ્રવાદ, ૧૨ પ્રાણાવાય, ૧૩ ક્રિયાવિશાળ, ૧૪ લોકબિંદુસાર

પ્રશ્ન ૪૫–પૌષધ શબ્દનો અર્થ શુ છે? તે કેટલા પ્રકારના છે? તેથી શુ લાભ થાય છે અને તે કેવી રીતે કરવાના છે?

ઉત્તર–ધર્મની પુષ્ટિ કરનાર હોવાથી પૌષધ કહેવાય છે તેના મુખ્ય ચાર પ્રકાર છે (આહાર પોસહ, શરીરસત્કાર પોસહ, અવ્યાપાર પોસહ ને બ્રહ્મચર્ય પોસહ) તે વિષે સર્વ હકીકત પોસહવિધિ છપાયેલી છે તેમા આપેલ છે તે વાચીને માહિતી મેળવવી

પ્રશ્ન ૪૬–સમાધિ શબ્દનો શો અર્થ છે? અન્ય મતવાળા પણ તે શબ્દનો અર્થ આપણા પ્રમાણેજ કરે છે કે જુદો કરે

છે ? સમાધિ, યોગ, અનશન વિગેરે શબ્દો એકાર્થવાચક છે કે ભિન્નભિન્ન અર્થવાચક છે ?

ઉત્તર—આત્માને તેના સ્વરૂપમા સ્થિર કરવો તે સમાધિ કહેવાય છે એમા ત્રણે યોગની ચપળતા રોકવામા આવે છે અન્યમતીઓ પણ શબ્દાર્થ તો પ્રાયે એવોજ કરે છે, પરતુ લૌકિક લોકોત્તર સમાધિમા બહુ ફેર છે સમાધિ, યોગ, અનશન વિગેરે શબ્દો જુદા જુદા અર્થવાળા છે

પ્રશ્ન ૪૭—વ્રત ને નિયમોમા શુ ફેર છે ? તે અન્ય મતીમા હોય છે ?

ઉત્તર—પાચ મહાવ્રતો ને અણુવ્રતો તે મુખ્ય વ્રત કહેવાય છે તેના પેટાવિભાગ તરીકે ચૌદ નિયમ વિગેરે નિયમો કહેવાય છે અન્ય દર્શનીઓમા પણ વ્રતનિયમાદિ હોય છે, પણ તેના નામ ને સ્વરૂપમા ફેરફાર હોય છે

પ્રશ્ન ૪૮—બરફ શા કારણથી અભક્ષ્ય કહેવાય છે ? આઇસક્રીમ અભક્ષ્ય ગણાય છે કે નહીં ?

ઉત્તર—બરફ બે પ્રકારનો છે સ્વાભાવિક ને કૃત્રિમ સ્વાભાવિક પર્વતાદિ ઉપર હોય છે અને કૃત્રિમ બનાવીને બજારમા વેચે છે તે અપકાયજીવોની ગાઢતાવાળો પિંડ હોવાથી અભક્ષ્ય છે આઇસક્રીમ પણ વિરતિના પ્રણામવાળાએ તજવા યોગ્ય છે

પ્રશ્ન ૪૯ આધિ વ્યાધિ ને ઉપાધિમા શો ફેર છે ?

ઉત્તર—આધિ તે મનની ચિંતા, વ્યાધિ તે શારીરીક ઉપદ્રવ અને ઉપાધિ તે કુટુબ સબધી, દ્રવ્યાદિ સબધી અનેક પ્રકારની સમજવી

પ્રશ્ન ૫૦–તપાગચ્છ, વૃહત્તપાગચ્છ અને વિધિપક્ષગચ્છમા શુ ફેર છે ?

ઉત્તર–તપગચ્છ ને વૃહત્તપગચ્છ એકજ છે વિધિપક્ષ ગચ્છનુ બીજુ નામ અચળગચ્છ છે તેમના વચ્ચે ઉપકરણો સબધી અને પ્રતિક્રમણની ક્રિયા સબધી કેટલોક ફેરફાર છે

પ્રશ્ન ૫૧–' અણુજાણહ જસ્સુગ્ગહો ' નો શુ અર્થ છે ને તે ક્યારે કહેવાનુ છે ?

ઉત્તર–એને માટે પોસહવિધિમા ઉલ્લેખ કરેલો છે

એ શબ્દ જેનો અવગ્રહ–વસતી–સ્થાન હોય તેની અદર પ્રવેશ કરવા માટે આજ્ઞા માગવા સારૂ વપરાય છે

પ્રશ્ન ૫૨–' સેવો વીરને ચિત્તમા નિત્ય ધારો ' એ પ્રથમ પદવાળો છદ કોણે ને ક્યારે રચેલો છે ?

ઉત્તર–તેની છેલ્લી ગાથામા કર્તાએ નામ આપેલ નથી તેથી તેના રચનારનુ નામ ને સમય જાણી શકાય તેમ નથી.

પ્રશ્ન ૫૩–' વીર જિણેસર કેરો શિષ્ય ' એ છદના કર્તા લાવણ્યસમય ક્યારે થયા છે ? અને તેમણે બીજુ શુ શુ કર્યુ છે ?

ઉત્તર–એમના સબધની તમામ હકીકત જૈન ગુર્જર કવિઓ નામના પુસ્તકમા ૬૬ મા કવિ તરીકે ૨૦ પૃષ્ટમા આપેલ છે

પ્રશ્ન ૫૪–તીર્થમાળાના સ્તવનના કર્તા સમયસુદરજી ક્યારે થયા ? ને તેમણે બીજુ શુ શુ કર્યુ છે ? તે જણાવશો તેમના કરેલા તીર્થમાળાના સ્તવનમા બતાવેલા બધા તીર્થ ગણાય ?

ઉત્તર–સમયસુદરજીએ તીર્થમાળામા તીર્થરૂપ ગણાય તેવા સ્થાનોનીજ નોધ લીધી છે, બીજુ પણ તેમણે રાસો વિગેરે

ઘણુ બનાવ્યુ છે તેની વિગત જૈન ગુર્જર કવિઓ ભાગ ૧ લામા (૧૮૪) ના કવિ તરીકે ૬૦ પૃષ્ઠમા આપેલી છે

પ્રશ્ન ૫૫-રત્નાકરપચ્ચીશીના કર્તા કોણ છે ? તેમણે શુ શુ બનાવ્યુ છે ? એ રત્નાકરપચ્ચીશી શુ નિમિત્તે અને શા ઉપ રથી બનાવી છે ?

ઉત્તર-એના કર્તા શ્રી રત્નાકરસૂરિ છે તેના વિષે બીજી કાંઈ વિશેષ માહિતી મને નથી એમણે આત્માના પશ્ચાત્તાપ માટે સ્વત ત્રપણે એ પચ્ચીશી બનાવેલી છે ને બહુ ઉપયોગી છે

પ્રશ્ન ૫૬-નમિઉણ સ્તોત્રનુ બીજુ નામ મહાભયહર સ્તોત્ર શા ઉપરથી આપેલ છે ? એમા કહેલા ૧૦૮ વ્યાધિ ને ભય કયા કયા સમજવા ? એના કર્તાનુ નામ કઈ ગાથામા છે ? એમા કયા પ્રભુની સ્તુતિ છે ?

ઉત્તર-એ સ્તોત્ર સર્વ ભયને હરનારૂ હોવાથી એનુ ભયહર સ્તોત્ર નામ સાર્થક છે ૧૦૮ વ્યાધિના નામ મારા જાણવામા નથી આઠ પ્રકારના મહા ભયનુ સ્વરૂપ તો તે સ્તોત્ર માંજ બતાવેલુ છે એના કર્તા શ્રી માનતુગસૂરિ છે, તેમનુ નામ **जो पढइ जो अ निसुणइ** એ ગાથામા આવે છે એમા પાર્શ્વનાથ-પ્રભુની સ્તુતિ છે

પ્રશ્ન ૫૭-ભક્તામર ને કલ્યાણમદિર સ્તોત્રમા કોની કોની સ્તુતિ છે ? એની રચના કયા ને કયારે થઇ છે ? એ સ્તોત્ર રચવાનુ કારણ શુ છે ? વળી એજ પ્રભુની સ્તુતિ કરવાનુ કારણ શુ છે ?

ઉત્તર-ભક્તામરમા ઋષભદેવની અને કલ્યાણમદિરમા પાર્શ્વનાથની સ્તુતિ છે એની રચના કયારે થઇ ? વિગેરે

હકીકત તે બંને સ્તોત્રોની ટીકા છપાયેલી છે તેમાથી મળી શકશે શુ શુ સ્તુતિ કરી છે તે પણ તે વાચવાથી જણાશે ૨૪ પ્રભુમાથી ગમે તે પ્રભુની સ્તુતિ કરવાને કર્ત્તા સ્વતત્ર છે તેમા ખાસ કારણની અપેક્ષા નથી વળી એક પ્રભુની સ્તુતિ તે સર્વ પ્રભુની સ્તુતિરૂપ છે ભક્તામર જૈનધર્મનુ મહત્વ બતાવવા માટે બનાવવામા આવ્યુ છે ને કલ્યાણમદિર નવીન તીર્થ પ્રગટ કરવા માટે બનાવેલ છે

પ્રશ્ન ૫૮–આપસ્વભાવની સઝાયના કર્ત્તા કોણ છે ? ને તે કયારે થયા છે ?

ઉત્તર–એના કર્ત્તા જીવવિજયજી છે, તેમણે કર્મગ્રથનો ટબો સ ૧૮૦૩ મા લખ્યો છે

પ્રશ્ન ૫૯–સથારો એટલે શુ ? તે કયારે ને કોણે કરવાનો છે ?

ઉત્તર–સસ્તરણ–પાથરણ તે ઉપરથી સથારો શબ્દ થયેલો છે તે મુનિએ રાત્રિએ રોજ ને પૌષધવાળા શ્રાવકે રાત્રિપૌષધ કર્યો હોય ત્યારે કરવાનો છે અતસમયના અનશનને પણ સથારો કહેવામા આવે છે તે મૃત્યુ નજીક છે એમ જણાય ત્યારે બહોળે ભાગે મુનિ ચાર આહારના જાવજજીવના ત્યાગપૂવક કરે છે

પ્રશ્ન ૬૦–સ્થાનકવાસીઓ માને છે તે ૩૨ સૂત્રો કયા કયા સમજવા ?

ઉત્તર–૧૧ અગ, ૧૨ ઉપાગ, ૪ છેદ(બૃહત્કલ્પ, નિશીથ, વ્યવહાર, દશાશ્રુતસ્કધ), નદી, અનુયોગદ્વાર, ઉત્તરાધ્યયન, દશવૈકાલિક ને આવશ્યક–કુલ ૩૨

ઉત્તર-જેમા આત્મપ્રદેશો શરીરની બહાર નીકળે તે સમુદ્દઘાત, એવા સમુદ્દઘાત ૭ છે તેનુ વિશેષ વર્ણન દડક પ્રકરણાદિથી જાણવુ

પ્રશ્ન ૬૬-તીર્થંકરનામ કર્મ કોણ બાધે? શા નિમિત્તે બાધે?

ઉત્તર-તીર્થંકર નામકર્મ પ્રાયે મુનિરાજ બાધે, કવચિત ગૃહસ્થ પણ બાધે તે વીશ સ્થાનકો પૈકી એક અથવા વધારે સ્થાનકોના આરાધનથી બધાય છે તે પ્રકૃતિનો ઉદય કેવળજ્ઞાન પામે ત્યારે થાય છે

પ્રશ્ન ૬૭-મહાવીરસ્વામીના શ્રાવકોમા મુખ્ય દશ શ્રાવકો કહેવાય છે, તેના ચરિત્રો શેમા છે? તેઓ શા કારણથી મુખ્ય ગણાણા છે?

ઉત્તર-એ દશે શ્રાવકોના ચરિત્રો શ્રી ઉપાસગદશાગસૂત્રમા તથા વર્ધમાનદેશનામા છે તેમની મુખ્યતાનુ કારણ તેઓ સર્વ શ્રાવકોમા શ્રેષ્ઠ વ્રતાદિકના ધારક હતા તે છે

પ્રશ્ન ૬૮-વિદ્યાધરો કયા રહે છે? તેઓ સ્ત્રી એકજ પરણે છે કે વધારે પરણે છે? તેઓ સ્ત્રીની સાથેજ રહે છે કે અલગ રહે છે?

ઉત્તર-વિદ્યાધરો પ્રાયે ૧૭૦ દીર્ઘ વૈતાઢય પર્વત ઉપરની પ્રથમની બે શ્રેણિમાજ રહે છે ત્યા તેમના મુખ્ય ૧૧૦ નગરો દરેક વૈતાઢ્ય ઉપરની પહેલી બે મેખળામા થઈને હોય છે તેઓ પ્રાયે એક સ્ત્રીજ પરણે છે બાકી અહીંના રાજાઓની જેમ કોઈ વધારે પણ પરણે છે, તેઓ દેવની જેમ નિરતર દેવી(રાણી)સાથે રહેતા નથી ભરત ઐરવતમા આ પાચમા આરામા તેઓનુ વિદ્યાધરપણુ કેટલુ રહ્યુ છે તે જણાતુ નથી

પ્રશ્ન ૬૯–દેવો ને વિદ્યાધરોના શો ફેર છે?

ઉત્તર–દેવો ચાર જાતિના ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી ને વૈમાનિક કહેવાય છે વિદ્યાધરો તો આપણી જેવા મનુષ્યો છે

પ્રશ્ન ૭૦–ઋદ્ધિ, સિદ્ધિ ને લબ્ધિમા શુ ફેર છે?

ઉત્તર–ઋદ્ધિ ધન, ધાન્ય, રૂપ્ય, સુવર્ણાદિ કહેવાય છે સિદ્ધિ અણિમાદિ આઠ પ્રકારની છે તે પ્રાયે મુનિઓ મેળવે છે લબ્ધિ પણ તપસ્યાદિકથી પ્રાપ્ત થાય છે, તે પણ મુનિરાજજ પ્રાયે મેળવે છે તે મુખ્ય ૨૮ પ્રકારની છે

પ્રશ્ન ૭૧–વિદ્યાધરો કઈ વિદ્યાઓ જાણતા હશે?

ઉત્તર–વિદ્યાઓ ૮૪૦૦૦ છે તેમા મુખ્ય રોહિણી પ્રજ્ઞપ્તિ ગૌરી ગાધારી વિગેરે છે તેમાથી જેને જેટલી પ્રાપ્ત થઇ શકે તેટલી તે મેળવે છે દેવની પ્રસન્નતાથી મળે છે વશપરપરાથી પણ પ્રાપ્ત થાય છે

પ્રશ્ન ૭૨–વિદ્યાધરોને દરેકને જુદા જુદા વિમાનો હશે કે કેમ? તેઓને ઋદ્ધિમા આપણાથી બીજુ શુ વિશેષપણુ હોય છે?

ઉત્તર–પ્રાયે દરેકને ફરવા જવાના જુદા જુદા વિમાનો હોય છે તેનાવડે તેઓ આકાશમાર્ગે ગમનાગમન કરી શકે છે અનેક શાશ્વત અશાશ્વત તીર્થોને વદના કરે છે બીજી ઋદ્ધિઓ તો મનુષ્યના રાજામહારાજા જેવીજ હોય છે

પ્રશ્ન ૭૩–અનુવાદ, લિગ, વ્યુત્પત્તિ ને અર્થ એમા ફેર શુ?

ઉત્તર–આ ચારે શબ્દના અર્થમા ઘણો ફેર છે તેના અર્થ જાણવા માટે સસ્કૃત કોષ વિગેરે જોવુ કે વ્યાકરણીને પૂછવુ

પ્રશ્ન ૭૪–આગમોની અને વેદની ભાષા એક છે ?

ઉત્તર–એ બન્નેની ભાષા જુદી જુદી છે તેનો ભેદ ભાષાજ્ઞાની જાણી શકે છે વેદની ભાષાને લગતી ભાષામા લખાયેલા શાસ્ત્રો આપણામા નથી

પ્રશ્ન ૭૫–સાધુઓને શ્રમણ અને નિર્ગ્રંથ કહે છે તેનો અર્થ શુ છે ?

ઉત્તર–શ્રમણ શબ્દ તપસ્વી વાચક છે અને નિર્ગ્રંથ બાહ્ય અભ્યતર ગ્રંથી(પરિગ્રહ)વિનાના હોવાથી કહેવાય છે એના અનેક ભેદો છે શ્રમણ તો સૌ કહેવાય છે નિર્ગ્રંથના મુખ્ય ૫ પ્રકાર છે

પ્રશ્ન ૭૬–શ્રાવકના ૨૧ ગુણો ને માર્ગાનુસારીના ૩૫ ગુણોમા શો ફેર છે ? અને માર્ગાનુસારી તેમજ શ્રાવક કોને કહે છે ?

ઉત્તર–એ ૨૧ ને ૩૫ ગુણોમા બહુ ફેર છે તે તેના નામો વાચવાથી સમજી શકાશે માર્ગાનુસારી ધર્મની સન્મુખ થનારા જીવો કહેવાય છે માર્ગાનુસારી થયા પછી જીવ સમકિત પામે છે અને ત્યારપછી શ્રાવકના વ્રતો અગીકાર કરવાથી શ્રાવક કહેવાય છે, એ ત્રણે પ્રકાર અને તેના ગુણો ખાસ સમજવા યોગ્ય છે સમકિતનુ સ્વરૂપ જાણવા માટે તેના ૬૭ બોલ વિચારી જવા યોગ્ય છે

પ્રશ્ન ૭૭–દશાર્હ કોને કહે છે ? અને તે કયારે થયા છે ?

ઉત્તર–શ્રી નેમિનાથના પિતા સમુદ્રવિજયાદિ દશ ભાઇઓ દશાર્હ કહેવાય છે એવા બીજા દશાર્હ થયેલા જાણવામા નથી દશમા દશાર્હ વસુદેવ તે કૃષ્ણના પિતા છે

પ્રશ્ન ૭૮-જેમ અહીં ઋષભાદિક ૨૪ પ્રભુની ચોવીશી થઇ છે તેમ બીજી કેટલી ચોવીશીઓ થયેલી છે ?

ઉત્તર-અહીં પ્રમાણેજ બીજા ચાર ભરતમા ને પાચ ઐરવતમા ચોવીશીઓ થયેલ છે તે બધાના નામો તીર્થંકર નામાવળીમા છપાયેલા છે તે દશે ચોવીશીઓના તીર્થંકરોના પાચે કલ્યાણકો એક દિવસેજ થયેલા છે એવોજ લોકસ્વભાવ છે હાલ માત્ર વીશ વિહરમાન તીર્થંકરો પાચ મહાવિદેહમા વિચરે છે

પ્રશ્ન ૭૯-ત્રિષષ્ઠિ શલાકા પુરૂષોમા શલાકા શબ્દ શુ સૂચવે છે ? એવા ૬૩ શલાકા પુરૂષ ક્યારે થાય છે ?

ઉત્તર-શલાકા શબ્દ ચોકસ ખાત્રીસૂચક છે એટલે કે એ ૬૩ પુરૂષો ચોકસ સિદ્ધિગતિગામી છે ૨૪ તીર્થંકર, ૧૨ ચક્રવર્તી, ૯ વાસુદેવ, ૯ બળદેવ ને ૯ પ્રતિવાસુદેવ-આ ૬૩ પુરૂષો પાચ ભરત ને પાચ ઐરવત દશે ક્ષેત્રમા દરેક ઉત્સર્પિણી ને અવસર્પિણીમા થાય છે એવો નિર્ણિતક્રમ છે

પ્રશ્ન ૮૦-સૂર્યની અગ્રમહીષી એટલે શુ ?

ઉત્તર-સૂર્યની અથવા દરેક ઇંદ્રની અગ્રમહીષી એટલે ઈંદ્રાણીઓ સમજવી મનુષ્યમા રાજાઓની અગ્રમહીષી પટરાણીને કહે છે

પ્રશ્ન ૮૧-અઢાર પ્રકારની લિપિના નામ શેમા છે ?

ઉત્તર-એના નામ ત્રિષષ્ઠિશલાકાપુરૂષચરિત્ર, નદીસૂત્ર, આવશ્યક ટીકા વિગેરેમા છે તે આ પ્રમાણે —

હંસ, ભૂત, યક્ષ, રાક્ષસ, ઉડ્ડી, યાવની, તુરક્કી, કીરી, દ્રાવડી, સૈંધવી, માળવી, નટી, નાગરી, લાટી પારિસી, અનિમિત્તી, ચાણક્કી, મૂળદેવી એ સઘળી બ્રાહ્મી લિપિ કહેવાય છે

પ્રશ્ન ૮૨–કાળિક અને ઉત્કાળિક સૂત્ર કોને કહે છે ? તેના નામો શેમા આવે છે ? પાપસૂત્ર કોને કહે છે ?

ઉત્તર–અમુક કાળેજ વચાય કે ભણાય–પઠનપાઠન કરાય તે કાળિક અને ગમે ત્યારે વચાય ભણાય તે ઉત્કાળિક સૂત્રો કહેવાય છે, એના નામો પાક્ષિકસૂત્ર, નદીસૂત્ર વિગેરેમા આવે છે ઘણો વિસ્તાર થઇ જવાના કારણથી અહીં આપેલા નથી મિથ્યાત્વીના શાસ્ત્રો જેમા હિંસામૈથુનાદિમા ધર્મ બતાવેલ હોય તે પાપસૂત્રો અથવા પાપશાસ્ત્રો કહેવાય છે

પ્રશ્ન ૮૩–કલ્પોપપન્ન ને કલ્પાતિત દેવો કોને કહે છે ? એમા કલ્પ શબ્દ શુ અર્થ સૂચવે છે ?

ઉત્તર–બાર દેવલોકના દેવો કલ્પોપપન્ન કહેવાય છે અને નવ ગ્રૈવેયક તથા પાચ અનુત્તરના દેવો કલ્પાતીત કહેવાય છે આ બે ભેદ વૈમાનિક દેવોમા છે એમા કલ્પ શબ્દ આચાર-વાચક છે કલ્પનો દેવલોક એવો અર્થ પણ થાય છે બાર દેવલોકવાસી દેવોને તેના કલ્પના શાસ્ત્રોમા બતાવેલા કાર્યો કરવા પડે છે કલ્પાતીત દેવોને પોતાને સ્થાનેજ સ્થિત રહેવાનુ છે કલ્પોપપન્ન જેવો કોઈ જાતનો કલ્પ તેને માટે નથી

પ્રશ્ન ૮૪–આપણા શાસ્ત્રોમા સૂત્રો અથવા આગમોને મુખ્યતા શા માટે આપવામા આવેલ છે ?

ઉત્તર–સૂત્રો ( દ્વાદશાગી ) ગણધરકૃત હોવાથી અને બીજા સૂત્રો તદનુસાર ગણધરોના શિષ્યપ્રશિષ્યાદિકે કરેલ હોવાથી તેને શ્રેષ્ઠ ગણવામા આવેલ છે અને તેજ તેની મુખ્યતાનુ કારણ છે

પ્રશ્ન ૮૫–નેમિનાથ ને રાજુલના માતાપિતા જૈન હતા ? જૈન હોય તો નેમિનાથના લગ્નપ્રસગે પશુઓ કેમ લાવે ? એની વિશેષ હકીકત શેમાથી મળશે ?

ઉત્તર–ઉત્તમ કુળ સિવાય તીર્થંકર જન્મેજ નહીં નેમિનાથના પિતા સમુદ્રવિજયાદિ અધકવૃષ્ણિના પુત્ર હતા અને ઉગ્રસેન રાજુલના પિતા તે ભોજવૃષ્ણિના પુત્ર હતા બંને અવિરતિસમ્યગ્દૃષ્ટિ જૈન હશે એમ જણાય છે તેમના સબધીઓ ક્ષત્રિય હોવાથી માસાહારી હોવા સભવ છે એની વિશેષ હકીકત શ્રી નેમિનાથ ચરિત્રમાથી મળી શક્શે જુઓ ત્રિ શ. પુ ચરિત્ર પર્વ ૮ મુ

પ્રશ્ન ૮૬–આગમ ને નિગમનો અર્થ શુ ?

ઉત્તર–આગમ તો સૂત્રોને કહે છે નિગમ આપણામા નથી પણ નિગમ વેદને કહે છે જો ભરતચક્રીના કરેલા વેદ લઇએ તો આપણામા પણ નિગમ હતા એમ કહી શકાય

પ્રશ્ન ૮૭–આપણા આચાર્યો ગીતાર્થ કહેવાય છે તેનો અર્થ શુ ?

ઉત્તર–ગીત એટલે સૂત્ર અને અર્થ–એ બનેના જાણ તે. ગીતાર્થ આચાર્યો કહેવાય છે તેઓ વર્તમાન સર્વે સૂત્રોના અર્થ સહિત જ્ઞાતા–બોધવાળા હોય છે

પ્રશ્ન ૮૮–નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ ને ટીકા એ ચારે શબ્દના અર્થ શુ છે ?

ઉત્તર–એ ચારે સૂત્રના વિશેષ વિશેષ અર્થસૂચક શબ્દો છે નિર્યુક્તિ, ભાષ્ય ને ચૂર્ણિ–એ ત્રણના કર્તા પ્રાયે પૂર્વધર છે

ટીકાના કર્તા ત્યારપછી થયેલા આચાર્યો છે એ શબ્દના અર્થ શબ્દાર્થવેત્તા વૈયાકરણીને પૂછવા તેની જુદી જુદી વ્યુત્પત્તિ કરીને અર્થ કરવામા આવે છે

પ્રશ્ન ૮૯–અર્ધ માગધી ને શુદ્ધ માગધીમા શો ફેર ? આપણા સૂત્રો કઇ ભાષામા ગુથેલા છે ?

ઉત્તર–અર્ધ માગધીમા માગધી ઉપગત બીજી ભાષાના શબ્દો ભળેલા હોય છે તે પ્રાકૃત ભાષા કહેવાય છે આપણા સૂત્રો તેમા લખાયેલા છે એ ભાષા મગધ દેશની છે

પ્રશ્ન ૯૦–સ્થૂળભદ્ર વેશ્યાને ત્યા ચોમાસુ રહ્યા તેના ઘરનો કાયમ આહાર લીધો, એ મુનિમાર્ગથી વિરૂદ્ધ ખરૂ કે નહીં ? હાલના મુનિ એ પ્રમાણે કરી શકે ?

ઉત્તર–મુનિના વ્યવહાર પાચ પ્રકારના છે સ્થૂળભદ્ર પૂર્વધર હોવાથી તેઓ આગમ-વ્યવહારી હતા તેઓ ગુરૂની આજ્ઞાથી એ પ્રમાણે વર્તી શકે હાલમા પાચમો જીત વ્યવહાર પ્રવર્ત્તે છે જીત વ્યવહારી મુનિઓ એ પ્રમાણે વર્તી શકે નહીં

પ્રશ્ન ૯૧– દ્રૌપદીને પાચ ભર્ત્તાર થયા છતા તેને સતી માનવામા આવી તેનુ શુ કારણ ?

ઉત્તર–પાચ ભર્ત્તાર તેણે ઇચ્છાપૂર્વક કર્યા નહોતા, તેના પૂર્વભવના નિયાણાને લઇને અણધાર્યા થયા હતા છતા તેણે દરરોજ વારાવાળા એક ભર્ત્તાર પાસે જવાનો નિરધાર કરીને પોતાનું સતીત્વ બતાવ્યુ હતું તેનુ સતીત્વ લોપવા માટે ભર સભામા તેના વસ્ત્રો ખેચતા સતીત્વને લઇને તે નવા બનતા જતા હતા એનુ સતીત્વ પ્રશસા કરવા લાયક છે

પ્રશ્ન ૯૨–પાડવો ને દ્રૌપદીના આગલા ભવમા શુ બનાવ બન્યો હતો કે જેને પરિણામે દ્રૌપદીને પાચ ભર્ત્તાર થયા હતા ?

ઉત્તર–એને માટે પાડવ ચરિત્ર ભાષાતર વાચવુ જોવુ એમાથી તમામ હકીકત મળી શકશે દ્રૌપદીને પાચ ભર્ત્તાર થવાનુ કારણ તો એક વેશ્યાને પાચ પુરૂષોથી સેવાતી જોઇ સાધ્વીપણામા પાચથી સેવાવાનુ નિયાણુ કર્યું હતુ તે છે

પ્રશ્ન ૯૩–ચોવીશે તીર્થંકરોના ગણ ને ગણધરો સરખા હોય છે કે તેમા ફેરફાર હોય છે ? એ શબ્દોનો અર્થ શુ છે ?

ઉત્તર–પ્રાયે જેટલા ગણધરો તેટલાજ ગણ હોય છે કોઇકને જ ફેર હોય છે મહાવીર પ્રભુને ૧૧ ગણધરા ને ૯ ગણ હતા. તે છેલ્લા બબે ગણધરોની વાચના સરખી હોવાથી થયેલા છે ગણ તે મુનિસમૂહ તેને ધારણ કરનાર–સભાળનાર તે ગણધર કહેવાય છે

પ્રશ્ન ૯૪–શ્રાવકની ૧૧ પ્રતિમા ને સાધુની ૧૨ પ્રતિમા તે એક સરખીજ છે કે તેમા કાઇ ફેર છે ?

ઉત્તર–એ બંને તદ્દન જુદા જુદા પ્રકારની છે તેને બીલકુલ સબધ નથી તેને માટે શ્રાવકની ને સાધુની પ્રતિમાનું સ્વરૂપ શ્રી પ્રવચનસારોદ્ધારાદિમાથી જોઇ લેવુ સાધુની પ્રતિમા તો ઘણી મુશ્કેલ છે ને ઘણી ઉચ્ચ કોટીની છે

પ્રશ્ન ૯૫–સ્થવિર એટલે શુ ? સ્થવિરાવળી ને પટ્ટાવળી એકજ અર્થવાચક છે કે તેમા ફેર છે ?

ઉત્તર–સ્થવિર શબ્દ વૃદ્ધવાચક છે, પણ સ્થવિરાવળીમા આ ચાર્યવાચક છે આચાર્યોની પટ્ટાવળી તેજ સ્થવિરાવળી કહેવાય છે

પ્રશ્ન ૯૬–આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્ત્તક, સ્થવિર ને રત્ના-ધિક એ પાચેના અર્થ શુ છે ? આમા સ્થવિર જુદા કેમ પાડ્યા છે ?

ઉત્તર–આચાર્ય સર્વસમુદાયમા મુખ્ય હોય તે, ઉપાધ્યાય શિષ્યસમૂહને ભણાવનાર, પ્રવર્ત્તક મુનિઓને મુનિમાર્ગમા પ્રવ ર્ત્તાવનાર, સ્થવિર વૃદ્ધ મુનિ અને રત્નાધિક તે દીક્ષા પર્યાયમા અથવા જ્ઞાનાભ્યાસમા મોટા હોય તે એ પ્રમાણે પાચ વિભાગ પાડવામા આવ્યા છે આમા સ્થવિર શબ્દ વૃદ્ધાવસ્થાવાળા અનુભવી મુનિવાચક છે રત્નાધિકના બીજા પ્રકારો પણ છે

પ્રશ્ન ૯૭–ભાદ્રપદ શુદિ ૪ ની સવચ્છરી અને ત્યારઅગાઉ બીજા સાત દિવસ મળી આઠ દિવસ પર્યુષણના ગણાય છે આ પ્રબધ શા કારણથી કરવામા આવેલો છે ?

ઉત્તર–અશાડ શુદિ ૧૪ ( ચોમાસી ચૌદશ ) પછી ૫૦ દિવસે સવચ્છરી કરવાની આજ્ઞા છે તેની અદર કારણસર મુનિ વિહાર કરી શકે છે ત્યારપછી મુનિ ચોકસ પર્યુષણ એટલે વસવાટ કરે છે એમા મુનિ વિહાર કરતા નથી આ પર્વ ખાસ ધર્મારાધન માટે નિર્માણ કરેલુ છે એમા આજ્ઞા પ્રમાણ માનવાની છે એજ આઠ દિવસ મુકરર કરવાનુ કારણ મારા જાણવામા નથી

પ્રશ્ન ૯૮-મહાવીર પ્રભુના વખતના જીવો કેવા હતા ? સમજુ કે અણસમજુ ? સસ્કારી કે અસસ્કારી ? હાલની જેવા કે તેથી સારા ? ઋષભદેવના સમયના તો બહુ સરલ હતા, તેવા હોવાનો તો સભવ નથી

ઉત્તર અવસર્પિણી પડતા કાળનુ જ નામ છે તેમા દિનપર દિન બધી હકીકત પડતીવાળીજ હોય છે જીવો પણ તે વખતના આજ કરતા સારા, સમજુ, સમ્કારી, દીર્ઘદર્શી હતા ત્યાર પછી ક્રમેક્રમે હાલ જેવા છે તેવા તમે જોઇ જાણી શકો છો પેલા ને છેલા પ્રભુના શ્રાવકોમા અત્યત ફેર હોય છે

પ્રશ્ન ૯૯—આદીશ્વર પ્રભુના ને મહાવીર પ્રભુના મુખ્ય શ્રાવકો શુ ધધો કરતા હતા ?

ઉત્તર–ઋષભપ્રભુના શ્રાવકોના ધધા માટે ખાસ ઉલ્લેખ વાચવામા આવેલ નથી વીરપ્રભુના દશ શ્રાવકોના ચરિત્રમાથી એનો ધધો જાણી શકાય તેમ છે એમણે તે તે ધધો ધર્મ પામ્યા પછી શરૂ કરેલ નથી

પ્રશ્ન ૧૦૦–અત્યારના શ્રાવકો તે વખતના શ્રાવકોની જેમ ગાયોના ગોકુળ રાખીને ઢોરીનો અથવા કુભારનો ધધો કરી શકે ?

ઉત્તર–પ્રમાણિકપણે શ્રાવક માત્ર કર્માદાન શિવાયના ધધા કરી શકે છે ઢોરી ઢે કુભારનો ધધો શ્રાવક કરે એમ નહીં પણ એવો ધધો કરનાર પણ શ્રાવક થઈ શકે એમ સમજવુ કુભારનો ધધો કર્માદાનરૂપ ગણાય છે તેથી ત્યાજ્ય છે

પ્રશ્ન ૧૦૧–અત્યારના દ્રવ્યવાન શ્રાવકો મીલ, પ્રેસ, જીન, ઘાણા, ઘટી વિગેરે ચલાવે છે તેમ જ સામાન્ય સ્થિતિવાળા ગધીઆણુ, મોતી ને રેશમી કાપડનો વ્યાપાર કરે છે તે શ્રાવકને કરવા યોગ્ય છે ?

ઉત્તર–મીલ, જીન, પ્રેસ વિગેરે સચાઓથી ચાલતા કારખાના ચલાવવા એ કર્માદાનનો વ્યાપાર છે તે શ્રાવકો માટે નિષેધ કરેલ

છે બાકી ગ ધીયાણુ વિગેરેના વ્યાપારનો નિષેધ કરેલ નથી મોતી કાઢનાર પાસેથી મોતી લેવા કરવા, રેશમ બનાવનાર પાસેથી રેશમ લેવુ કરવુ, હાથીના દાંત કાઢનાર પાસેથી દાંત લેવા કરવા—એ કર્માદાનમા ગણાય છે બાકી ત્યારપછી બીજે ત્રીજે હાથે એ વસ્તુ આવતા તેનો વ્યાપાર કરવો એ કર્માદાન ગણેલુ નથી, તેથી તેના વ્યાપારનો નિષેધ કરવામા આવેલ નથી

પ્રશ્ન ૧૦૨—વૈદ ને ડાક્ટરનો ધ ધો કરવા યોગ્ય છે કે કેમ ?

ઉત્તર—એ ધ ધા માટે એકાંત નિષેધ કરેલો વાચવામા આવ્યો નથી, બાકી અતિશય લોભવૃત્તિથી એ ધ ધો કરનાર જો વધારે વ્યક્તિઓને વ્યાધિવાળા થવાનુ ચિંતવે અથવા વ્યાધિને વધારે તો તે પાપના નિમિત્તભૂત બને છે શિવાય એ ધ ધો અન્યને ઉપાધિમુક્ત કરનાર તેમજ અપેક્ષાએ જીવનદાતા હોવાથી મધ્યસ્થવૃત્તિએ કરવામા આવે અને ત્યાગી મુનિરાજ વિગેરેની તેમજ નિરાધાર મનુષ્યની દ્રવ્યની આશા રાખ્યા શિવાય સારવાર કરવામા આવે અને વ્યાધિ નિવારવામા આવે તો પરમ લાભનુ કારણ પણ થાય તેમ છે

શ્રી ઋષભદેવજી પૂર્વના ૯ મા ભવમા વૈદ્યતરીકે થયા હતા, ત્યારે એક મુનિરાજના વ્યાધિનુ નિવારણ કર્યું હતુ અને તેથી મહા લાભ મેળવ્યો હતો

પ્રશ્ન ૧૦૩—હાલના સમયમા શ્રાવકો શ્વાન, બીલાડા, કુકડા, પોપટ, પારેવા વિગેરેને પાળી શકે ? તેમા લાભ છે ?

ઉત્તર—એવી રીતે જનાવરો પાળવાનો નિષેધ છે એમાના કેટલાક તો હિંસક પશુઓ ને પક્ષીઓ છે તેને પાળવા એ અસતિ-

પોષણરૂપ કર્માદાન છે તેમનુ રક્ષણ કરવુ એ વર્જ્ય નથી

પ્રશ્ન ૧૦૪–મુનિમહારાજની મૂર્ત્તિની તીર્થંકરની મૂર્ત્તિ પ્રમાણે અગપૂજા તેમજ આગી વિગેરે થાય કે નહીં ?

ઉત્તર–મુનિરાજની મૂર્ત્તિની એવી રીતે પૂજા કરવી ઠીક લાગતી નથી માત્ર વાસક્ષેપથી અગપૂજા કરવી યોગ્ય જણાય છે કેટલાક મુનિઓ પોતાના ગુરૂના બહુમાન નિમિત્તે વધારા પડતુ કરે છે તેના પરિણામે જિનપ્રતિમાનો અનાદર કે અલ્પાદર થવા સભવ છે ગુરૂમૂર્ત્તિની અગ્રપૂજા બધીરીતે થઇ શકે છે

પ્રશ્ન ૧૦૫–દડક ને લઘુસઘયણી એ બે પ્રકરણમા શુ કહેલ છે ? એ શબ્દોના અર્થ શુ છે ? એના કર્ત્તા કોણ છે ?

ઉત્તર–એ જાણવા માટે તે બન્ને પ્રકરણ લક્ષપૂવક વાચવા વિચારવાની જરૂર છે, તેથી બધુ જાણી શકાશે દડકશબ્દે જીવોના સ્થાન ૨૪ છે તે તે દડકે શરીરાદિ કેટલા હોય તે વિચાર દડકમા છે લઘુ સગ્રહણીમા જબૂદ્વીપમાહિના શાશ્વત પદાર્થોની હકીકતનો સગ્રહ છે

પ્રશ્ન ૧૦૬–મુનિરાજ પાસે રાત્રિજાગરણ સગીતાદિવડે કરાવવુ યોગ્ય છે ? મુનિ તેમા ભાગ લઇ શકે ?

ઉત્તર–કોઇ મુનિરાજે મોટી તપસ્યા કરી હોય છે ત્યારે તેમની પાસે સગીત સાથે રાત્રિજાગરણ શ્રાવકવર્ગ તરફથી કરાવવામા આવે છે એમા તપનુ બહુમાન છે, ગુરૂની ભક્તિ છે અને તીર્થંકરાદિકના ગુણગાન છે એ કરણી કર્ણેન્દ્રિયના વિષયની વૃદ્ધિ માટે ગણાતી નથી એ સગીત મુનિરાજ સાભળી શકે

પ્રશ્ન ૧૦૭–હાલમા થતા હિંદુ મુસલમાન વચ્ચેના તોફાનમા આપણે જૈનોએ કેવુ વર્ત્તન રાખવુ જોઇએ ? આપણી નિર્બળતા દૂર કરવા માટે કસરત વિગેરેના પ્રયોગો કરવા જોઇએ કે નહીં ?

ઉત્તર–હાલના તોફાનમા આપણે હિંદુવર્ગસાથે એકત્ર રહેવુ યોગ્ય છે બાકી શારીરિક નિર્બળતા દૂર કરવાની તો ખાસ જરૂર છે હાલના ઝગડાઓમા એ વાત સિદ્ધ થયેલી છે વળી સિદ્ધાર્થ રાજાના પ્રાતકૃત્ય ઉપરથી એ કર્ત્તવ્ય છે એમ ઠરે છે

પ્રશ્ન ૧૦૮–કલ્પસૂત્ર મૂળ જે સુમારે ૧૨૦૦ શ્લોક પ્રમાણ છે, તે તો સવચ્છરીને દિવસેજ વચાય છે, તો પ્રથમના ચાર દિવસોએ હાલ જે ટીકાઓમાથી વ્યાખ્યાનો જુદા પાડીને વાચવામા આવે છે, તે ટીકાઓ થયા અગાઉ શુ વચાતુ હશે ?

ઉત્તર–કલ્પધરથી ચાર દિવસો માટે હાલની ટીકા અગાઉ બીજી પ્રાચીન ટીકાઓ વચાતી હશે અથવા બીજી રીતે મુનિરાજ વ્યાખ્યાન આપતા હશે એ વિષે ખાસ ઉલ્લેખ વાચવામા આવેલ નથી પૂર્વપુરૂષો સમયજ્ઞ હતા તે યોગ્ય કરતા હશે

પ્રશ્ન ૧૦૯–કલ્પસૂત્ર ઉપર એકદર કેટલી ટીકાઓ થયેલ છે ? તેના કર્ત્તા કોણ કોણ છે ? તે ક્યારે થયા છે ? હાલમા સુબોધિકા ટીકાનુ વધારે પ્રવર્તન છે તેનુ શુ કારણ છે ?

ઉત્તર–કલ્પકીરણાવળી, કલ્પલતા વિગેરે કેટલીક ટીકાઓ થયેલ છે પણ તે બધી ટીકાઓની હકીકત હુ જાણતો નથી સુબોધિકા ટીકા સરલ હોવાથી અને છેલ્લી થયેલી હોવાથી વધારે

પ્રચલિત થયેલ છે એમ મારૂ માનવુ છે

પ્રશ્ન ૧૧૦–પાખી ચોમાસી ને સંવચ્છરી પ્રતિક્રમણમાં ૧૨-૨૦ ને ૮૦ લોગસ્સનો કાયોત્સર્ગ કરવામાં આવે છે તે પૂરો ગણી રહ્યા છતાં મુખ્ય મુનિરાજ પારે નહિ ત્યાં સુધી પરાતો નથી, તો પછી બાકીના વખતમા શું વિચારવું-શેનું ધ્યાન કરવું?

ઉત્તર-મુખ્ય મુનિરાજના પારવા સુધીના બાકીના વખતમા પરમાત્માનુ-તેના સ્વરૂપનું અથવા પંચ પરમેષ્ઠીના ૧૦૮ ગુણોનું અથવા લોગસ્સના અર્થનું ચિંતવન કરવું

પ્રશ્ન ૧૧૧–મુનિરાજને કે આચાર્યને પત્ર લખતા શ્રી ૧૦૮ અથવા શ્રી ૧૦૦૮ પૂર્વક નામ લખવામા આવે છે તે ૧૦૮ ને ૧૦૦૮ લખવાની શું મતલબ છે?

ઉત્તર-અત્રે તો એવો પ્રચાર નથી વદણામા ૧૦૦૮ વાર લખવામા આવે છે પ્રારંભમા લખવામા આવે તો તે ગુણ ની સંખ્યાવાચક અંક હોવા જોઈએ તેટલી સંખ્યાના મુનિ ગુણ જાણવા કે વાંચવામા આવ્યા નથી

પ્રશ્ન ૧૧૨-પર્યુષણના પ્રારંભના દિવસોના વ્યાખ્યાનમા સરોવરોમા કમળના ફુલની હકીકત આવે છે તે કમળના ફુલ કેવા સમજવા ?

ઉત્તર-હાલ થોડા થોડા પાણીમા પેદા થાય છે તે ન સમજવા એ પ્રભુને ચડાવાના નથી શાસ્ત્રમા કહેલા કમળ મોટા સરોવરમા ઘણી પાખડીઓવાળા અને બહુ સુગંધી થાય છે તે સમજવા તેના પણ મૂળ તો સરોવરના તળીયે પંકમાં હોય છે, તેથી તે પંકજ કહેવાય છે

પ્રશ્ન ૧૧૩–એક, બે, ચાર કે તેથી વધારે લોગસ્સના કાયોત્સર્ગ પ્રતિક્રમણમા કરવામા આવે છે તેનુ પ્રમાણ શા ઉપર બાધવામા આવેલ છે ? અને તેનુ પ્રમાણ શ્વાસોચ્છ્વાસની સખ્યામા કહેલુ છે તેનુ શુ કારણ ? એને યોગમાથે સબધ છે ?

ઉત્તર–લોગસ્સની સખ્યાનુ પ્રમાણ પૂર્વાચાર્યોએ નિર્માણ કરેલ છે, તેના હેતુ પ્રતિક્રમણગર્ભહેતુમા બતાવેલ છે તેના એક પદના ઉચ્ચારણ કાળનેજ એક શ્વાસોચ્છ્વાસની સજ્ઞા આપી છે (पयसम ऊसासा) કાયોત્સર્ગમા ત્રણે યોગની નિશ્ચળતા કરવાની હોવાથી તેટલો યોગસાથે સબધ છે

પ્રશ્ન ૧૧૪–પદ–સપદા ને શ્વાસોચ્છ્વાસમા શુ ફેર છે ?

ઉત્તર–પદ જ્યા અર્થસમાપ્તિ થાય ત્યા સુધી કહેવાય છે–સંપદા જ્યા વિસામો લેવામા આવે તેને કહેવાય છે અને શ્વાસોચ્છ્વાસ વધારે વખત લે છે, પણ કાયોત્સર્ગને અગે તો પદનેજ તે સજ્ઞા આપી છે

પ્રશ્ન ૧૧૫–અક્ષયનિધિ તપને ' તામડી વ્રત ' કહેવામા આવે છે તેનો શુ મતલબ છે ? એ તપ કોણ કરી શકે ?

ઉત્તર–અહીં કોઇ તે તપને તામડી વ્રત તરીકે ઓળખતુ નથી એ વ્રત શ્રાવકશ્રાવિકાઓ કરી શકે તે તપમા દરેક કરનાર એક કુભ સ્થાપન કરે છે અને તેમા દરરોજ અક્ષતાદિ નાખી તે પૂરે છે તેથી તેને તામડી વ્રત કહેતા હશે એમ જણાય છે

માટે સૂત્ર સબધી કથરો વાચશો તેમજ સ ૧૯૮૫ ના આસશર માસના જૈનધર્મ પ્રકાશમા એ વિષેનો નોધ ને ચર્ચામા ખાસ ઉલ્લેખ કરેલો છે તે પણ વાચશો

પ્રશ્ન ૧૨૨-ભરત ઐરવત ક્ષેત્રમા તીર્થકરોની અનત ચોવીશીઓ થઇ ગઈ છે ને અનતી થવાની છે, તો તેમાની કેટલી ચોવીશીઓના નામો ઉપલબ્ધ થઇ શકે છે ?

ઉત્તર-દરેક ક્ષેત્રની અતીત ને અનાગત એકેક ચોવીશીના અને વર્તમાન ચોવીશીના કુલ ત્રણ ચોવીશીના તીર્થકરોના નામો મળી શકે છે તે અમારી છપાવેલ તીર્થકર નામાવળીમા પણ છે

પ્રશ્ન ૧૨૩-વર્તમાન ચોવીશીના ૨૪ તીર્થકરોપૈકી પ્રાયે પાચ તીર્થકરોના ચૈત્યો વધારે હોય છે તેનુ શુ કારણ ?

ઉત્તર-જેમ પાર્શ્વનાથને આદેય નામકર્મવાળા વિશેષ કહેવાય છે જૈનના તીર્થકરોની મૂર્તિને પ્રાયે પાર્શ્વનાથ તરીકેજ જૈનેતરો ઓળખે છે, તેમ એ પાંચ તીર્થકરોની આદેયના કાંઇક વિશેષ સભવે છે બાકી મહાવીર પ્રભુ તો આસન્ન ઉપગારી છે અને આદિનાથ પ્રથમ થયેલા છે, તેથી તેને માટે તો વિશેષતા હોય તેમાં કાંઇ વિચારવાપણુ રહેતું નથી

પ્રશ્ન ૧૨૪-મલ્લીનાથ સ્ત્રીપણે તીર્થંકર થયા છે, તેઓ પરણ્યા હતા કે નહીં ? નહોતા પરણ્યા તો તેનુ કારણ શુ ? એમના સબધની વિશેષ હકીકત શેમાથી મળશે ?

ઉત્તર-એઓ પરણ્યા નહોતા એમને ભોગાવળી કર્મજ નહોતુ, એમના સબધી વિશેષ હકીકત શ્રી જ્ઞાતાસૂત્રમાથી

સેમજ મલ્લીનાથ ચરિત્ર ભ ષાતરમાથી મળી શકશે

પ્રશ્ન ૧૨૫-નેમિનાથજી પરણવા જતા તોરણેથી પાછા વળ્યા કહેવાય છે તો તેમણે એવુ ભોગાતરાય કર્મ બાધ્યુ હતુ ?

ઉત્તર-એમને ભોગાવળી કર્મજ માત્ર ત્યા જવા સુધીનું હતુ ભોગાતરાય કર્મ બાધ્યાની હકીકત આવતી નથી જેઓ છતી ઋદ્ધિએ ભોગોને તજી સ સારનો ત્યાગ કરે છે તેમને ભોગાતરાય કર્મ સમજવુ નહીં ભોગવવાની તીવ્ર ઇચ્છા છતા ભોગની પ્રાપ્તિ થાય નહીં અને ભોગવાય નહીં તેને ભોગાતરાય સમજવો

પ્રશ્ન ૧૨૬-નવ ગ્રહ સબધી સ્તોત્ર વિગેરેમા અમુક ગ્રહ નડતા હોય તો અમુક પ્રભુની ભક્તિ કરવી વિગેરે કહેલ છે, તો શુ તે તીર્થંકરો આપણને સહાય કરી ગ્રહદોષનુ નિવારણ કરતા હશે? આ ક્રિયા લોકોત્તર મિથ્યાત્વમા ગણાય કે નહીં ?

ઉત્તર-તે તે ગ્રહો તેમા જણાવેલા પ્રભુ ઉપર ભક્તિવાળા હોય છે, તેથી તે પ્રભુની ભક્તિ કરનાર ઉપર પ્રસન્ન થાય છે અને તેની ઉપાધિ દૂર કરે છે તીર્થંકરો તો સિદ્ધાવસ્થામા છે ને વીતરાગ થયેલા છે તેઓ કાઇ લાભ કે હાનિ કરતાજ નથી આ ક્રિયા લોકોત્તર મિથ્યાત્વમા ગણાતી નથી ગ્રહની નડતર ધર્મકાર્યમા પણ વિઘ્નકારક હોવાથી જૈનો તે ગ્રહ જેની ભક્તિ કરે છે તે પ્રભુની પોતે પણ ભક્તિ કરે છે

પ્રશ્ન ૧૨૭-સ્નાત્ર કરવાના કળશ કહેવાય છે એ કળશ શબ્દનો શો અર્થ છે? ભણાવવાની પૂજા વિગેરેમા પ્રાતે કળશ બનાવેલ હોય કે તે અને આ કળશ એકાર્થવાચક છે ?

ઉત્તર-કળશ શબ્દ કુભ કે ઘડાવાચક છે એનો વ્યુત્પત્તિ અર્થ હુ જાણતો નથી એવા શબ્દની વ્યુત્પત્તિ હોતી પણ નથી પૂજા વિગેરેમા કળશ કહેવાય છે તે પ્રાતે કરેલ હોવાથી કહેવાય છે બંને જુદા જુદા અર્થ સૂચવે છે દેરાસરની ઉપર ઇંડુ ચડાવવામા આવે છે તેને પણ કળશ કહે છે

પ્રશ્ન ૧૨૮-કૃષ્ણને ૧૬૦૦૦ ગોપીઓ હતી એમ અન્ય શાસ્ત્રમા કહેલ છે આપણામા તેને કેટલી સ્ત્રીઓ કહેલ છે ?

ઉત્તર-આપણા શાસ્ત્રમા પણ તેને ૧૬૦૦૦ સ્ત્રીઓ કહેલી છે દરેક વાસુદેવને ૧૬૦૦૦ સ્ત્રીઓ હોય છે.

પ્રશ્ન ૧૨૯-દરેક તીર્થંકરની બે પ્રકારની અતકૃત ભૂમિ કહેવાય છે તેનો અર્થ શુ છે ?

ઉત્તર-યુગાતકૃત ભૂમિ ને પર્યાયાતકૃત ભૂમિ-એમ બે પ્રકાર કહેવાય છે તેમા એમના નિર્વાણ પછી અમુક પાટ સુધી મોક્ષમાર્ગ શરૂ રહ્યો-મોક્ષે ગયા તે યુગાતકૃત ભૂમિ ને પ્રભુના કેવળજ્ઞાન પામ્યા પછી અમુક વર્ષે મોક્ષમાર્ગ શરૂ થયો તે પર્યાયાતકૃત ભૂમિ કહેવાય છે

પ્રશ્ન ૧૩૦-તેજોલેશ્યા કોને કહે છે ? તે શાથી ઉત્પન્ન થાય છે ? તેને ભાવના સાથ સ કાઈ સબધ છે ?

ઉત્તર-તેજોલેશ્યા બે પ્રકારની છે એક અધ્યવસાયરૂપ તે ૬ લેશ્યાઓ પૈકી ચોથી છે અને શુભ લેશ્યા ગણાય છે

બીજી તેજોલેશ્યા તપશ્ચર્યાદિકથી મેળવી શકાય છે તેનો વિધિ કલ્પસૂત્રની ટીકામા મહાવીર પ્રભુએ ગોશાળાને બતાવેલો

છે તે એક જાતની લબ્ધિ શક્તિ છે તે પ્રાયે શાસનના અપ-ગધી મનુષ્ય ઉપર મુનિઓ વાપરે છે તાપસાદિક બીજીરીતે પણ તેનો ઉપયોગ કરે છે આ કાળના જીવોને તે ઉપજતી નથી તેથી હાલના સાયન્સ સાથે તેને કશો સબધ જણાતો નથી.

પ્રશ્ન ૧૩૧–ડોળીયુ તેલ ને સરસીયુ તેલ જૈનો વાપરી શકે?

ઉત્તર–એમા કાઈ બાધક જણાતો નથી બન્ને જુદી જુદી જાતિના ધાન્યનુ બને છે

પ્રશ્ન ૧૩૨–બકરીના દુધમાથી થયેલ ઘી જૈનો વાપરી શકે?

ઉત્તર–વાપરે છે એમા કાઇ બાધક જણાતો નથી

પ્રશ્ન ૧૩૩–નાનીમોટી વયવાળા મનુષ્યના શરીરમા કીડાઓ પડે છે અથવા કરમીઆ ( કૃમી ) થાય છે તે કેટલી ઇંદ્રિયોવાળા હોય છે? શાથી પડે છે? એનુ આયુષ્ય કેટલુ હોય છે?

ઉત્તર–એ જીવો બેઇંદ્રિય ને તેઇંદ્રિય હોય છે તે શારી-રિક દોષથી ઉત્પન્ન થાય છે તેનુ આયુષ્ય બહુ અલ્પ હોય છે

પ્રશ્ન ૧૩૪–મુનિરાજ વ્યાખ્યાનમા વચ્ચે પોરિસી ભણાવે છે તેનો વાસ્તવિક કારણ શુ?

ઉત્તર–એક પહોર દિવસ લગભગ ચડ્યો હોય ત્યારે આચ્યા છ ઘડી દિવસ ચડે ત્યારે પોરિસી ભણાવવી એવો નિયમ છે

પ્રશ્ન ૧૩૫–મુનિ તપોધન શા કારણથી કહેવાય છે? તપોધન જાતિના બ્રાહ્મણો છે તે શા ઉપરથી કહેવાય છે?

ઉત્તર–તપરૂપી ધનવાળા–નિરતરના તપસ્વી હોવાથી મુનિ તપોધન કહેવાય છે તપોધન બ્રાહ્મણ શા ઉપરથી કહેવાય છે તે તેની ઉત્પત્તિ જાણવામા ન હોવાથી કહી શકાય નહીં

પ્રશ્ન ૧૩૬–અભયકુમાર ને આર્દ્રકુમારને પૂર્વ ભવનો સબધ હતો ? તેમના વડીલોને કેટલા વખતથી કેવી રીતનો સબધ હતો ? અને તે દેશ કયા આવ્યો ? તેના સબધની વિશેષ હકીકત શેમાથી મળી શકશે ?

ઉત્તર–તે બનેને પ્રથમનો કે પૂર્વભવનો સબધ હોવાનું જણાતુ નથી આર્દ્રકુમારે ભેટ્ટ મોકલતાજ શરૂઆત થઈ છે તેમના વડીલોને પણ પ્રથમનો સબધ નહોતો, શ્રેણિક રાજાથીજ શરૂઆત થયેલી છે એ દેશ કયા આવ્યો તે કહી શકાય તેમ નથી, પણ સમુદ્ર ઉલઘીને આર્દ્રકુમાર આવેલ છે તેથી અમુક સમુદ્રને સામે પાર હોવો જોઈએ કેટલાક આર્દ્રક દેશ એડનને કહે છે તેની હકીકત મહાવીર ચરિત્રમા આવે છે વધારે હકીકતવાળુ સ્થળ જાણવામા નથી

પ્રશ્ન ૧૩૭–શ્રી હીરવિજયસૂરિની અને શાંતિચદ્ર ઉપાધ્યાયની ચમત્કારી હકીકત આપણા અષ્ટાન્હિકા વ્યાખ્યાન વિગેરેમા આવે છે ને આઈનેઅકબરી વિગેરે અન્યમતના ગ્રંથોસાથે મળતી આવે છે ? અને તે પ્રમાણભૂત હોવાની તમારી માન્યતા છે ?

ઉત્તર–આઈનેઅકબરી કે અકબર બાદશાહના ચરિત્ર વાળો કોઈ જૈનેતર ગ્રથ મારા વાચવામા આવેલ નથી, હુ તેનો અભ્યાસી નથી આપણામા આવે છે તે હકીકત માનવા યોગ્ય લાગે છે જૈનેતરોએ આપણા મહત્વની વાત તેના ગ્રથમા લીધી ન હોય તેથી તેમા શકા કરવાનુ કારણ જણાતુ નથી

પ્રશ્ન ૧૩૯-પૌષધ કરનાર ત્રણ ટંક દેવવંદનની ક્રિયા કરે છે તે શા માટે છે ? અને કોઇ મુનિ કાળ કરે ત્યારે દેવવંદનની ક્રિયા કરવામા આવે છે તે એને મળતી છે ?

ઉત્તર-પૌષધ કરનારે ત્રણે ટંક ભાગ અધિકારવાળુ દેવવંદન દેવાધિદેવની ભાવભક્તિ માટે કરવુજ જોઇએ, એવો તેનો આચાર છે તે પ્રમાણે તે કરે છે કોઇ મુનિ કાળ કરે ત્યારે તેમજ બીજા પણ વ્રતારોપણાદિ અનેક પ્રસંગે દેવવંદનની ક્રિયા કરવામા આવે છે તે પ્રાયે તેને મળતી હોય છે અને કેટલોક ફેરફાર પણ હોય છે એ બધી ક્રિયા પરમાત્માની ભાવભક્તિ માટે હોય છે

પ્રશ્ન ૧૪૦-રાત્રિપોસહ કરનાર માડલા કરે છે તે ક્રિયા શામાટે છે અને કાનમા રૂના પુભડા શામાટે નાખવામા આવે છે ?

ઉત્તર-નજીકમા, મધ્યમા કે દૂર ગામ નગરે કે ખાસ કારણ શિવાય લઘુનીતિ વિગેરે પરઠવવા માટે પ્રથમ સ્થળ જોઇ આવ્યા પછી તે સબધી માડલા (બોલે છે) કરે છે તે ક્રિયા મુનિને દરરોજ કરવી પડે છે, શ્રાવકને રાત્રિપોસહ વખતેજ કરવાની છે રાત્રે કાનમા કોઇ જીવજતુ દાખલ થઇને વિરાધના ન પામે કે ઉપદ્રવ ન કરે તેને માટે કાનમા રૂના પુભડા રાખવાનો પ્રવૃત્તિ છે તે જરૂરની છે

પ્રશ્ન ૧૪૧-સવાર સાજના પ્રતિક્રમણમા ચાર ખમાસમણુવડે છોભવંદન કરવામા આવે છે અને દરેક ખમાસમણ દીધા બાદ ભગવાન હ વિગેરે પદો બોલવામા આવે છે તે ક્રિયા શાનિ માટે છે ? અને તેમા સિદ્ધનુ જુદુ ગ્રહણ કેમ કર્યું નથી ?

ઉત્તર-એ ચાર ખમાસમણ દઇને જે ચાર શબ્દ બોલવામા આવે છે તેમના પ્રત્યે એ ખમાસમણ આપ્યુ એમ સમજવાનું છે ભગવાન વિગેરેને સક્ષિપ્ત વદન કરવારૂપ એ ક્રિયા છે એમા ભગવાન શબ્દથી જ્ઞાનવાન એવા પોતાના ધર્માચાર્યને વદન કરે છે એમા દેવનો (અરિહતનો કે સિદ્ધનો) સમાવેશજ નથી, એ વદન ગુરૂમહારાજને અગેજ છે

પ્રશ્ન ૧૪૨-પ્રતિક્રમણમા **નમોસ્તુ વર્ધમાનાય** ને **વિશાલલોચન** ને બદલે સાધ્વી ને શ્રાવિકા સસારદાવાની ત્રણ સ્તુતિ બોલે છે તેનુ શુ કારણ છે ?

ઉત્તર-એ બને સૂત્રો પૂર્વમાથી અથવા બારમા દષ્ટિવાદ નામના અગમાથી ઉદ્ધરેલ છે તેથી તે શીખવાની કે બોલવાની સ્ત્રીજાતિને આજ્ઞા નથી તેથી અને તેની ત્રણ ગાથા હોવાથી સસારદાવાની પણ ત્રણ ગાથા બોલવાનુ ઠરાવેલ છે

પ્રશ્ન ૧૪૩-સ્ત્રીજાતિને સસ્કૃત ભણવાનો નિષેધ જૈન શાસ્ત્રમા છે ?

ઉત્તર-એનો નિષેધ જાણ્યો નથી, માત્ર બારમુ અગ જે સસ્કૃત ભાષામા છે તે અથવા તેમાથી ઉદ્ધરેલ વસ્તુ શીખવાનો ને બોલવાનો નિષેધ છે એમ જાણવામા છે

પ્રશ્ન ૧૪૩-દેવસી પ્રતિક્રમણમા ' નમોસ્તુ વર્ધમાનાય 'ની એક ગાથા ગુરૂએ અથવા વડીલ શ્રાવકે બોલ્યા પછી બીજા સાધુ ને શ્રાવકો ત્રણે ગાથા સાથે બોલે છે અને પાક્ષિકાદિ પ્રતિક્રમણમા ત્રણે ગાથા બોલ્યા પછી બોલે છે તેનુ શુ કારણ ?

ઉત્તર-એમા પર્વને અગે ગુરૂમહારાજનુ બહુમાન સમાયેલુ છે એમ પ્રતિક્રમણગર્ભહેતુમા જણાવેલ છે

પ્રશ્ન ૧૪૪–જેમ વેદ બ્રાહ્મણોજ ભણી કે વાચી શકે એમ અન્ય મતીઓ કહે છે તેવીજ રીતે આપણા સૂત્રો સાધુજ વાચી શકે એમ કહીએ છીએ તો તે શુ અન્ય મતીઓનુ અનુકરણ છે ? અથવા બીજુ કાઇ કારણ છે ?

ઉત્તર–આપણે સૂત્રો વાચવાની શ્રાવકને અનુજ્ઞા નથી એમ કહીએ છીએ તે જૈનેતરનુ અનુકરણ નથી, પરતુ કોઈ પણ શાસ્ત્ર વાચવા માટે યોગ્યતાની અપેક્ષા હોય છે, તે પ્રમાણે સૂત્રો વાચવા માટે મુનિઓની યોગ્યતા સ્વીકારી છે મુનિને પણ અમુક યોગ વહ્યા પછી અને અમુક વર્ષોના દીક્ષાપર્યાય પછી અમુક સૂત્રો વાચવાનો ઉલ્લેખ છે એમા માત્ર યોગ્યતા મેળવવા સિવાય બીજુ કશુ કારણ નથી કેટલીક વખત અયોગ્ય મનુષ્યો પોતાથી ન જીરવાય તેવી હકીકત સૂત્રોમાથી વાચી તેનો ગેરઉપયોગ કરે છે અથવા અશ્રદ્ધાળુ બની જાય છે બાકી યોગ્યતા દેખે છે તો મુનિ પણ સૂત્રના અમુક ભાગો સુજ્ઞ શ્રાવકોને ચાહીને બતાવે છે, વચાવે છે, વાચવાનુ કહે છે

પ્રશ્ન ૧૪૫–મનુષ્યના એક એક રોમરાયે પોણાબબે રોગ કહે છે તે શી અપેક્ષાએ ને શા આધારે કહે છે ? રોમરાય કેટલા હોય છે ? અને રોગ કેટલા છે ?

ઉત્તર–રોગની કુલ સખ્યા ૫૬૮૯૯૫૮૪ ની કહેલી છે મનુષ્યના શરીરમા કુલ રોમરાજી ૩।। ક્રોડ હોય છે, તેથી ભાગ વહેચવાની અપેક્ષાએ દરેક રોમરાયે ૧।।। રોગ આવે એવી કલ્પના માત્ર કરી છે એ બધા રોગ પ્રાયે કોઈ મનુષ્યને ક્યારે પણ એક સાથે ઉદયમા આવતાજ નથી એ બધા અસાતા વેદનીના ઉદયરૂપ છે

પ્રશ્ન ૧૪૬-શ્રેણિકરાજાએ નરકનુ આયુષ્ય ક્યારે બાધ્યુ હતુ ? સમકિત પામ્યા અગાઉ કે પછી ? સમકિતી જીવ માસ ભક્ષણ કરે ? મહાવીર પ્રભુના શ્રાવકમા તે દોષ સભવે ?

ઉત્તર-શ્રેણિકરાજાએ સમકિત પામ્યા અગાઉ એક હરણીને મારના અને પછી તે પાપની વિશેષ પુષ્ટિ કરતા નરકનુ આયુષ્ય બાધ્યુ હતુ ત્યારપછી પ્રભુના સમર્ગમા આવતા સમકિત પામ્યા છે સમકિતી જીવ માસભક્ષણ નજ કરે એમ એકાત કહી શકાય નહીં શ્રાવકપણુ સ્વીકારી તેનો ત્યાગ કરે તો પછી ભક્ષણ ન કરે બાકી વીરપ્રભુના શ્રાવકમા તો તે દોષનો સભવ થઇ શકતો નથી તેઓ તો અન્ય શ્રાવકો કરતા પણ વિશેષ ઉત્તમ હોય છે

પ્રશ્ન ૧૪૭-એકાવળી, રત્નાવળી, ધર્મચક્રવાળ, ચાદ્રાયણ, સિહનિક્રીડિત વિગેરે તપો કેવી રીતે કરવાના છે ? તેનુ વિશેષ વિધાન શેમા કહેલ છે ?

ઉત્તર-ઉપર જણાવેલા તેમજ તે ઉપરાત અનેક પ્રકારના તપોનુ વર્ણન ' તપોરત્નમહોદધિ ભાગ ૧-૨ ' છપાયેલ છે તેમા છે તે ખાસ વાચવા લાયક છે

પ્રશ્ન ૧૪૮-તપોના અનેક પ્રકારો કહેવાય છે તેમાથી હાલમા માત્ર આયબિલ વર્ધમાન, વીશ સ્થાનક, અક્ષયનિધિ, નવપદની ઓળી, જ્ઞાનપચમી વિગેરે અમુક તપોજ કરવાના આવે છે તેનુ શુ કારણ ?

ઉત્તર-ઉપર જણાવ્યા છે તે ઉપરાત બીજા પણ કેટલાક તપો પ્રચલિત છે બાકી અમુક તપોની પ્રવૃત્તિ કાયમજ વિશેષ

હોય છે વીશ સ્થાનક, અક્ષયનિધિ, નવપદની ઓળી વિગેરે તપો વધારે પ્રચલિત છે તેથી તે શિવાયના ન કરવા એવી કાઈ માન્યતા નથી

પ્રશ્ન ૧૪૯-પુરૂષના ૧૦૮ લક્ષણ, તેમજ ૧૪૦ લક્ષણ કહેલા છે, તે વિગતવાર શેમાથી મળી શકશે ?

ઉત્તર-૩૨ લક્ષણો તો સુબોધિકા વિગેરે અનેક સ્થાને વાચવા સાભળવામા આવેલ છે ૧૦૮ લક્ષણના વિવરણનુ સ્થાન યાદ નથી ૧૪૦ લક્ષણો તો વાચવામા જ આવેલ નથી

પ્રશ્ન ૧૫૦—પચજન્ય શખ એટલે શુ ?

ઉત્તર-એ વાસુદેવના શખનુ નામ છે વાસુદેવના ૭ રત્નો પૈકી એ એક રત્ન ગણાય છે કૃષ્ણ વાસુદેવનો એ નામનો શખ નેમિકુમારે પૂર્યો હતો, જેથી કૃષ્ણ ક્ષોભ પામ્યા હતા એ શબ્દ ખાસ કાઇ બીજા અર્થનો સૂચક નથી

પ્રશ્ન ૧૫૧-ચક્રવર્તીની આયુધશાળામા ચક્રરત્ન ઉત્પન્ન થયુ એમ કહેવાય છે એટલે શુ સમજવુ ?

ઉત્તર-ચક્રરત્ન એક હજાર યક્ષોથી અધિષ્ઠિત હોય છે તે ચક્રવર્તીને દિગ્વિજય કરવા માટે નીકળવાનો સમય થાય ત્યારે તેની આયુધશાળામા દેખાવ દે છે એ એક જાતનુ ચક્રાકાર આયુધ છે તે ચક્રી જેનાપર મૂકે તેનુ મસ્તક કાપીને ,લઇ આવે છે તે ચક્રરત્ન આકાશમા આગળ ચાલે ત્યારે તે રસ્તે તેની પાછળ લશ્કર સાથે ચક્રવર્ની દિગ્વિજય કરવા માટે ચાલે છે

પ્રશ્ન ૧૫૨-પદાનુસારિણી લબ્ધિ એટલે શુ ? તે શી રીતે પ્રાપ્ત થાય છે ?

ઉત્ત -કોઈપણ ગ્રંથ કે શાસ્ત્રનું એક પદ શીખવાથી આખો ગ્રંથ કે શાસ્ત્ર આવડી જાય એવી એ લબ્ધિ છે તપસ્યાદિવડે તે પ્રાપ્ત થાય છે અને પ્રાયે તે અપ્રમત્ત મુનિનેજ પ્રાપ્ત થાય છે તેનું વિધિવિધાન વિશેષ મારા જાણવા વાચવામા આવેલ નથી અભયકુમારને પણ હતી એમ વાચેલું છે

પ્રશ્ન ૧૫૩-પાદપોપગમ અનશન એટલે શું ? અનશનના કેટલા પ્રકાર છે ?

ઉત્તર-ઝાડ અથવા તેની ડાળ જેવી પડે તેવીજ પડી રહે છે, કોઈના હલા-યાચનાવ્યા શિવાય હાલતીચાલતી નથી, તેમ જેમા અનશન કર્યા પછી કિંચિત્ પણ હાલવાચાલવાપણુ હોતુ નથી એવુ આગાર ક અપવાદ વિનાનુ પાદપોપગમ અનશન છે અનશનના બીજા બે પ્રકાર છે ચાર આહારના ત્યાગરૂપ ભક્ત પરિજ્ઞા અથવા ભક્તપ્રત્યાખ્યાન અનશન અને ઇંગિતમરણ નામનુ અનશન

પ્રશ્ન ૧૫૪-લોકાંતિક દેવો એટલે શું ? તેનો નિવાસ ક્યા છે ?

ઉત્તર-એનો નિવાસ પાચના દેવલોકમા જ્યા આઠ કૃષ્ણ રાજી છે ત્યા છે તેના આતરામા તેના ૯ વિમાન છે, તેજ તેના નવ પ્રકાર છે ને વિમાનના તે દેવોના સારસ્વત, આદિત્ય, વન્હિ, અરૂણ ગર્દતોય, તુષિત, અવ્યાબાધ, મરૂત ને અરિષ્ટ નામો છે તીર્થંકરના દીક્ષા સમય અગાઉ એક વર્ષે તે તીર્થંકર પાસે આવી દીક્ષા અવસર જણાવે છે એઓ લોકાને રહેનારા નથી પરંતુ તેમણે લોક એટલે સસારનો અત કરેલો હોય છે અર્થાત્ પરિત્ત કરેલો હોય છે તેથી તે લોકાતિક કહેવાય છે એઓ પ્રાયે એકાવતારી હોય છે

પ્રશ્ન ૧૫૫–આજસુધીમા ચક્રવર્તી કેટલા થયા છે ? દરેક ચોવીશીમા કેટલા થાય છે ? તેની વિશેષ વિગત શેમાથી મળશે ?

ઉત્તર–દરેક ચોવીશીમા ૨૪ તીર્થંકર ને ૧૨ ચક્રવર્તી થાય છે તે બધા થઇ ગયા છે તેને માટે શ્રી ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્રના ભાષાતરના દશે પર્વ વાચો એટલે તેમાથી તીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ વિગેરેની તમામ હકીકત ( ચરિત્રો ) મળી શકશે અત્યારે ભરત કે ઐરવતમા તીર્થંકર કે ચક્રવર્તી, હોયજ નહીં

પ્રશ્ન ૧૫૬–બાવીશ અભક્ષ્યો પૈકી બહુબીજમા તલ, ખસખસ, અજીર વિગેરે કહેલ છે તો તે શ્રાવકને ખાવા યોગ્ય ન હોય તો અજીર ને તલની પ્રવૃત્તિ તો બહુ છે તલનુ તો તેલ પણ વપરાય છે તો તેને માટે શુ સમજવુ ? ખસખસ પણ ક્વચિત વપરાય છે

ઉત્તર–બહુબીજમા જણાવેલ વસ્તુઓ અભક્ષ્યના ત્યાગની વૃત્તિવાળાએ ખાવા યોગ્ય નથી પ્રવૃત્તિ હોય ત્યા બધ કરવી. તલના તેલ માટે નિષેધ કરેલો નથી તેથી તે વપરાય છે ફાગણ માસ પછીનુ વાપરવા યોગ્ય કહ્યુ નથી

પ્રશ્ન ૧૫૭–સ્થૂલભદ્ર કયારે થયા ? તેનુ ચરિત્ર શેમાથી મળશે ? તેમના ગુરૂ કોણ હતા ?

ઉત્તર–સ્થૂળભદ્ર ચરિત્રનુ ભાષાતર છપાયેલ છે તેમાથી તેમ જ પરિશિષ્ટપર્વના ભાષાતરમાથી તેમની બધી હકીકત મળશે. તેઓ પાચમા આરામા થયા છે તેમના દીક્ષાગુરૂ સભૂતિવિજયજી હતા ને વિદ્યાગુરૂ ભદ્રબાહુસ્વામી હતા તેઓ ચૌદપૂર્વી હતા.

પ્રશ્ન ૧૫૮–સ્થૂળભદ્રનુ નામ ક્યાંસુધી રહેશે ? એ નામના મુનિ હવે પછી થવાના છે ?

ઉત્તર–સ્થૂલભદ્રનુ નામ હવે પછીની ૮૪ ચોવીશી સુધી રહેશે એમ કહેવાય છે એક કાળચક્રમા બે ચોવીશી થાય છે એટલે(૪૨)કાળચક્ર સુધી એવા શીળવ્રતધારક મુનિ બીજા થવાના નથી તેથી ત્યાંસુધી આ સ્થૂલભદ્રજીનુ નામ લેવાશે ત્યારપછી તેવ બીજા મુનિ થશે તેનું નામ લેવાશે આ નામના બીજા થવાના નથી

પ્રશ્ન ૧૫૯–ઉદયરત્નમુનિ ક્યારે થયા તેનુ ચરિત્ર જાણવામા છે ?

ઉત્તર–ઉ રત્નજી ક્યારે થયા તે તેમની બાધી કૃતિ વાચતા નીકળી શકશે તેમના વિષે વિશેષ હકીકત જૈન ગુજર કવિઓ ભાગ ૨ જામાથી મળશે

પ્રશ્ન ૧૬૦–'ભુક્તભોગી' કોને કહેવાય ?

ઉત્તર–જેણે સંસારના સુખભોગ ભોગવેલા હોય તે ભુક્તભોગી કહેવાય

પ્રશ્ન ૧૬૧–'અગધક કુળના નાગ' કોને કહેવાય છે ?

ઉત્તર–એ સર્પની એક જાતિ છે તે જાતિના સર્પ કોઇને ડસ્યા પછી ગારૂડી મંત્રશક્તિથી બોલાવે અને ઝેર ચૂસી લેવા અથવા અગ્નિમા પડવા કહે, તો તે અગ્નિમા પડી બળી મરે પણ પોતાનું ઝેર ચૂસે નહીં તેમ ઉત્તમ જીવો સંસારના ભોગને વિષ તુલ્ય ગણીને વમી નાખ્યા પછી એટલે તજી દીધા પછી પ્રાણાતે પણ તેને ઇચ્છીને ગ્રહણ કરવા ઇચ્છતા નથી

પ્રશ્ન ૧૬૨–પાડવો નેમિનાથ પછી કેટલે વરસે મોક્ષે ગયા ? તેમના સબધી વધારે હકીકત શેમાથી મળશે ?

ઉત્તર–એને માટે પાડવ ચરિત્ર ભાષાતર છપાયેલ છે તે વાચી જાઓ, એટલે તેની બધી હકીકત જાણવામા આવશે.

પ્રશ્ન ૧૬૩–રહેનેમિ ને રાજુલ ગિરનારની ગુફામા અકસ્માત ભેગા થઈ ગયા, તે નેમિપ્રભુના નિર્વાણ પહેલા કે પછી ?

ઉત્તર–નેમિનાથ કેવળીપણે વિચરતા હતા અને ગિરનાર ઉપર સમવસર્યા હતા, તેમને વાદવા જઈને પાછા વળતા રાજિમતિને વરસાદ લાગ્યો, તેથી તે જ્યા રહેનેમિ કાઉસગ્ગધ્યાને રહેલા હતા તે ગુફામા અજાણતા ગયા હતા એટલે તે હકીકત પ્રભુ છતાનીજ છે

પ્રશ્ન ૧૬૪–કિપાકફળ કેવા સમજવા? તે હાલ મળતા હશે ?

ઉત્તર–કિપાકના ફળ દેખાવે સુદર, સુગધી ને સ્વાદીષ્ટ હોય છે, પણ તે ખાવાથી મનુષ્ય મરણ પામે છે તેના વૃક્ષો હાલ તો આ તરફમા હોય એમ જણાતુ નથી પરતુ સસારના સુખ તે કિપાક વૃક્ષના ફળની જેવા ભોગવતા સુદર પણ પરિણામે દુર્ગતિદાયક છે એમ સમજવાનુ છે

પ્રશ્ન ૧૬૫–બાહુબળીનો બહલી દેશ હાલ કયા ગણવો ? એ ભરતના છ ખડમા હતો કે કેમ ?

ઉત્તર–બહલીદેશનુ સ્થાન અત્યારે ઉપલબ્ધ થઇ શકે તેમ નથી, કારણકે તેને કોડાકોડી સાગરોપમ વીતી ગયા છે તે દેશ ભરતક્ષેત્રના મધ્યખડમાજ હતો, તેની બહાર સમજવો નહી હાલ કેટલાક ગીજનીને તેની રાજધાની કહે છે

પ્રશ્ન ૧૬૦–બાહુબળજીને સવા લાખ પુત્રો હતા તો રાણીઓ કેટલી હતી ? એ વાત માનવા લાયક છે ?

ઉત્તર–તેની રાણીની સખ્યા જાણવામા નથી બાકી તેના પુત્રની સખ્યામા ચમત્કાર પામવા જેવુ નથી, કેમકે એ વખતે પુત્રાની સખ્યા બીજાઓને પણ ઘણી હતી એ વાતની સરખા ગણી આધુનિક કાળના અલ્પાયુષી મનુષ્ય સાથે કરી શકાય નહીં

પ્રશ્ન ૧૬૭–ચક્રવર્તી છ ખડ સાધવા જાય ત્યારે તેની રાજધાની કઇ નગરીમા હોય અને છ એ ખડ પોતે સાધે કે સેનાપતિ સાધે ?

ઉત્તર–બારે ચક્રવર્તીની રાજધાની પ્રાયે જુદી જુદી નગરીમા છે તેના નામો તેના ચરિત્રમાથી મળી શકશે ચક્રવર્તી પોતે દક્ષિણનો મધ્યખડ સાધે છે, બાકીના પાચ ખડ સેનાપતિ સાધે છે

પ્રશ્ન ૧૬૮–સિહનાદ ને ક્ષ્વેડાનાદ એટલે શુ ?

ઉત્તર–બન્ને એકાર્થવાચક છે તે એકમત્ત્ખા સિહના શબ્દ જેવા મનુષ્યના શબ્દને કહે છે

પ્રશ્ન ૧૬૯–શ્રેણિકના પુત્ર નદિષેણ ને અજિતશાતિસ્તવના કર્તા નદિષેણ એક કે જુદા ? તેનુ ચરિત્ર શેમાથી મળશે ?

ઉત્તર–એ બન્ને જુદા જુદા છે શ્રેણિકપુત્ર નદિષેણનુ ચરિત્ર શ્રેણિક ચરિત્ર વિગેરેમાથી મળશે અજિતશાતિસ્તવના કર્તા નદિષેણ તો નેમિનાથના વખતમા થયેલા છે ત્રીજા નદિષેણ નામે વસુદેવ થનાર જીવ પૂર્વભવમા હતા જેમણે સ્ત્રીવલ્લભ થવાનુ નિયાણુ કર્યું હતુ અજિતશાતિના કર્તા નેમિનાથજીના વખતમાં થયેલા તેજ છે એમ શત્રુજય મહાકલ્પમા ગાથા ૨૧ મીમા કહેલુ છે

પ્રશ્ન ૧૭૦–અઢાર નાતરા(સગપણ) બરાબર સમજાતા નથી તે સમજાવશો

ઉત્તર–તેને માટે જબૂસ્વામી ચરિત્ર વાચો, તેમા બહુ સ્પષ્ટ રીતે સમજાવેલા છે અહીં લખતા બહુ વિસ્તાર થાય માટે લખ્યા નથી

પ્રશ્ન ૧૭૧–વિજય શેઠ ને વિજયા શેઠાણી કચ્છ દેશમા થયા છે તે કચ્છ દેશ અત્યારે છે તે કે બીજો ?

ઉત્તર–તે કચ્છ દેશ હાલ છે તેજ સમજવો

પ્રશ્ન ૧૭૨–સુગૃહી ને વાનરની કથામા સુગૃહી કોને સમજવી?

ઉત્તર–સુગૃહી એટલે જેને સુઘરી કહે છે તે એક જાતનુ પક્ષી છે તે માળો બહુ સુદૃઢ બાધે છે

પ્રશ્ન ૧૭૩–આપણા બધા તીર્થંકરોને એકજ સ્ત્રી હતી કે વધારે હતી ? તેઓ વધારે સ્ત્રી કરી શકે ?

ઉત્તર–ઋષભદેવજીને બે હતી બાકી ચક્રવર્તીપણે તીર્થંકર થાય તો ૬૪૦૦૦ હોય તે શિવાયને માટે એકથી વધારે નજ હોય એવો ચોકસ નિરધાર જાણવામા નથી આ ચોવીશી માટે તો તેમના ચરિત્રોમા જોઇ લેશો

પ્રશ્ન ૧૭૪–સામાયિકના ૩૨ દોષની સઝાયમા કેશરી ચોરનુ દૃષ્ટાન્ત બતાવેલ છે તે શેમા આવે છે ?

ઉત્તર–શ્રી ઉપદેશ સપ્તતિકા વિગેરેમા એનુ દૃષ્ટાત આવે છે તે એક શેઠનો પુત્ર હતો, પણ કર્મયોગે ચોરીએ ચડ્યો હતો. તેને એક દિવસ મુનિરાજનો ઉપદેશ સાભળતા પૂર્વભવના

સત્કર્મયોગે સામાયિક ઉદયમા આ યુ અને એ સામાયિકમાજ શુભભાવે ચડતા કેવળજ્ઞાન પામ્યો વિશેષ વિસ્તાર માટે તે સ્થાન જોવુ

પ્રશ્ન ૧૭૫–સ્વયભૂરમણ સમુદ્ર કયા આવ્યો ? એ કેવડો છે ? અને તેનુ એ નામ શા ઉપરથી પડયુ છે ?

ઉત્તર–એ સમુદ્ર તિર્ચ્છાલોકને છેડે લોકાતને સ્પર્શીને રહેલો છે એણે બે બાજુ થઇને અર્ધું રાજ રોકેલુ છે તેનુ નામ શાશ્વત છે અસખ્ય દ્વીપ સમુદ્રના બધાના શાશ્વતા નામો છે તેના ખાસ કારણ હોતા નથી

પ્રશ્ન ૧૭૬–આપણા દેરાસર ઉપર ધ્વજા ચડાવવામા આવે છે તેનુ પ્રયોજન શુ ? તે ધ્વજામા અમુક રગવાળા વસ્ત્રના પટ્ટા હોય છે તેનુ કારણ શુ ? તે કેવડી જોઇએ તેનુ માપ છે ખરૂ ? વળી દર વર્ષે બદલવામા આવે છે તેનુ કારણ શુ ? તે વખતે કાઇ વિધિ કરવાનો છે ?

ઉત્તર–જિનમદિરની પ્રતિષ્ઠાના વિધાનમાજ ધ્વજાદડ, કળશ ને ધ્વજા ચડાવવાનો ઉલ્લેખ છે, તેથી તે ચડાવવીજ જોઇએ તેમા અમુક રગના પટ્ટા જોઇએ એવો ખાસ ઉલ્લેખ નથી પરતુ શુભ વર્ણના પટ્ટા જોઇએ તેનુ મુખ્ય માપ તો ધ્વજાદડની પાટલી જેવડી પહોળી અને ધ્વજાદડ જેવડી લાબી હોય તે છે તેવડી ધ્વજા પ્રતિષ્ટા વખતે ચડાવવામા આવે છે તેને મસ્તકપરની શિખાની ઉપમા આપેલી છે દરવર્ષે બદલવાનુ ખાસ કારણ તો જીર્ણ થઇ ગયેલ હોય તે છે કેટલેક ઠેકાણે વર્ષગાઠને દિવસે અને કેટલેક ઠેકાણે વિજયાદશમીએ બદલવામા

આવે છે તે ચડાવતી વખતે દરવર્ષે તો માગળિક નિમિત્તે લઘુશાતિ અથવા વૃહદ્‌શાતિ વિગેરે બોલવામા આવે છે વધારે ક્રિયા કરવામા આવતી નથી

પ્રશ્ન ૧૭૭–આપણા જિનમદિરો કેટલા પ્રકારના બાધવાનુ કહેલ છે ? હાલ તો ધાબાળા ( માથે અગાશીવાળા ) અને શિખરબધી એમ બે પ્રકારના દેખાય છે તેમા ધાબાળાની પદ્ધતિ જુની લાગે છે શિખરબધી બાધવાનો પ્રચાર અન્યદર્શનીનુ જોઇને તો પડેલ નથી ? વળી શિખરબધી ન કરવાનું કારણ રાજ્ય તરફથી ઉપદ્રવ થવાનો સભવ તો નથી ?

ઉત્તર–જિનમદિર કેવા બધાવવા ? તેને માટે જૈન શિલ્પના ગ્રથો છે તે જોવાની જરૂર છે ખાસ કરીને તેમા વિધાન શિખરબધીને અગેજ બતાવેલુ છે ધાબાળા તો ઘરદેરાસરરૂપ ગણાય છે કેટલાકને માથે છાપરા પણ હોય છે એમા મુસલમાની રાજ્ય વિગેરેના ઉપદ્રવનુ કારણ પણ સભવે છે શિખરબધીનો પ્રચાર પ્રાચીન અને શાસ્ત્રોક્ત છે તેના પણ ઘણા પ્રકાર છે અન્યદર્શનીઓનુ તેમા અનુકરણ નથી

પ્રશ્ન ૧૭૮–શિખરબધી દેરાસરોમા એક, ત્રણ કે પાચ શિખરવાળા હોય છે, તો તેના પ્રાચીન પદ્ધતિ કઇ છે ?

ઉત્તર–ત્રણે પ્રકારની પ્રાચીન પદ્ધતિ છે ત્રણે પ્રકારના પ્રાચીન જિનમદિરો દૃષ્ટિએ પડે છે તેમા પાચ શિખરવાળા અલ્પ હોય છે શિખરની સખ્યાનુ ખાસ કારણ નથી, સગવડ પ્રમાણે બનાવવામા આવે છે તેમા પણ પ્રાયે અદરના ગભારા (ગર્ભગૃહ) જે સખ્યામા હોય તેટલા શિખરો બનાવવામા આવે છે

પ્રશ્ન ૧૭૯–ચંદનઘો ને પાટલાઘો કઈ જાતના જીવો છે ? તેનો નિવાસ વધારે ક્યા દેશમા છે ? તેનો ખોરાક શું છે ? ને શા ઉપયોગમા આવે છે ? તે એ શિવાય ઘોના બીજા પ્રકારો છે ? તેવા નામ પડવાનુ કારણ શું ?

ઉત્તર–એ તિર્યંચ પચેંદ્રિય ભુજપરીસર્પજાતિ છે તેની ઉત્પત્તિ, નિવાસ ને ખોરાકના સબંધમા વિશેષ માહિતી નથી તેને ચોરલોકો કોઈ મકાન ઉપર ચડવુ હોય ત્યારે ઉપયોગમા લે છે તે ગમે તેવી સીધી ભીંત ઉપર ચડી શકે છે અથવા તેને ભીંતપર ફેંકવામા પણ આવે છે તેને ખીસકોલી જેવુ લાબુ પુછડુ હોય છે તેની સાથે દોર બાધે છે જેટલી ઉચી ચડાવવી હોય તેટલી ચડ્યા બાદ દોર ખેચવાથી તે ત્યા ચોટી જાય છે પછી દોરને અવલબીને ચોરલોકો ઉપર ચડી શકે છે બીજી જાતની ઘો થતી હશે ચદનઘો તેની જાતિમા શ્રેષ્ઠ ગણાતી હશે પાટલાઘો પાટલા જેવી નળીએ સપાટ હશે એમ લાગે છે

પ્રશ્ન ૧૮૦–અગાઉ તાપનો પચાગ્નિને સાધતા હતા તે કેવી રીતે સમજવુ ?

ઉત્તર–અન્યમતી તાપસો પોતાની બેઠકની ચારે બાજુ અગ્નિ સળગાવતા હતા, તેનો અને માથે સૂર્યનો તાપ પડે તેનો એમ કુલ મળીને પાચ પ્રકારના અગ્નિનો તાપ સહન કરતા સતા તપ તપતા હતા તેવુ નામ પચાગ્નિસાધનરૂપ તપ કહેવાય છે તે અજ્ઞાનકષ્ટનો પ્રકાર છે

પ્રશ્ન ૧૮૧ દર્દુર નામ કોનુ છે અને તે કઇ જાતિનો જીવ છે

ઉત્તર–દર્દુર નામ દેડકાનુ છે તે જળચર ને સ્થળચર બન્ને પ્રકારના તિર્યંચ પચેદ્રિય જીવોમાનો છે સ્થળચર પણ પાણી માટીના સયોગે ઉત્પન્ન થાય છે ?

પ્રશ્ન ૧૮૨–નળદમયતિનુ ચરિત્ર ખાસ જુદુ છે કે કોઇ ચરિત્રની અતર્ગત છે ? તેનો રાસ બનેલ છે ? અન્ય મતમા ને આપણા મતમા તેનુ ચરિત્ર સમાન છે કે કાઇ ફેરફાર છે ? દમયતિનુ બીજુ નામ દવદતિ લખે છે તે બને નામનો અર્થ શુ છે ? ખરૂ નામ બેમા કયુ છે ? તેઓ ને તેમના માબાપો જૈનધર્મી તેમજ ક્ષત્રિય હતા ? વૈદર્ભી પણ દમયતિનુ જ નામ છે ? તે નામ હોય તો તે શા ઉપરથી પડયુ છે ?

ઉત્તર–નળદમયતીનુ ચરિત્ર પાડવ ચરિત્ર અતર્ગત દ્યૂત ઉપર છે પાડવ ચરિત્ર ગદ્યપદ્યરૂપ એકથી વધારે છે પદ્યરૂપ ખાસ શ્રી મલધારી દેવપ્રભસૂરિનુ કરેલુ છે ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્રમા પણ નળદમયતિનુ ચરિત્ર આવે છે ખાસ જુદુ તેનુ ચરિત્ર હોવાનો સભવ છે પણ તે કોનુ કરેલુ છે તે જાણવામા નથી રાસ પણ બનેલા છે તેની વિગત મોહનલાલ દેશાઇની છપાયેલી જૈન ગુર્જર કવિઓ ભાગ ૧ લામા છે અન્ય મતમા કહેલા ને આપણામા કહેલા તેના ચરિત્રમા ફેરફાર છે શુ શુ ફેરફાર છે તે બને ચરિત્રો વાચશો તો જાણી શકશો આપણી માન્યતા પ્રમાણે તેઓ ને તેમના માતાપિતા જૈનધર્મી હતા ક્ષત્રિય હતા રાજવશી હતા દમયતિ વિદર્ભ દેશના રાજાની પુત્રી હોવાથી વૈદર્ભી પણ કહેવાતી હતી તે સતીઓમા શ્રેષ્ઠ હતી ૧૬ સતીમા ને ( ૫૨ ) સતીમા તેનુ નામ આવે છે તેના નામનો અર્થ

ધ્યાનમા નથી બને નામ પ્રચલિત છે

પ્રશ્ન ૧૮૩-નળદમયંતિ કયા પ્રભુના સમયમા થઇ ગયા?

ઉત્તર-એઓ શાંતિનાથજીની પછીના વખતમા થયા છે દમયંતિએ શાંતિનાથજીની પ્રતિમા બનાવીને તેમની ભક્તિ કરી છે

પ્રશ્ન ૧૮૪-સૂર્યપાક રસવની એટલે શુ? તે શી રીતે થતી હશે? તે કોઇ મત્રથી કે વિદ્યાથી થતી હશે? તેનુ જાણ નાર હાલ કોઈ હશે?

ઉત્તર સૂર્યપાક રસવતી કરી જાણનાર નળરાજા એકજ તે વખતમા હતા એમ તેમના ચરિત્રથી જાણી શકાય છે કારણકે દમયતીએ તે પ્રયોગ કરાવીનેજ તેને ઓળખી કાઢેલ છે તે કોઈ પ્રકારની વિદ્યા સભવે છે કે જેથી સૂર્યના તાપનુ આકર્ષણ થાય છે અને તેની ઉષ્ણતાવડે રસોઈ તૈયાર થાય છે આ સાયન્સનો પણ એક પ્રકાર સભવે છે અત્યારે તેના જાણનાર હોવાનો સભવ નથી

પ્રશ્ન ૧૮૫-ઝાડ ઉપરના ફળોની સખ્યા શીરીતે જાણી શકાતી હશે? એ પણ ખાસ જુદી વિદ્યા છે કે ગણિત વિદ્યાનો એક પ્રકાર છે? અત્યારે તે વિદ્યા જાણનાર કોઈ હશે?

ઉત્તર-એ ગણિત વિદ્યાનોજ એક પ્રકાર સભવે છે નળ-રાજા તે વિદ્યા જાણતા હતા અત્યારે તેનો જાણનાર કોઈ મારા જાણવામા નથી

પ્રશ્ન ૧૮૬-સોળ વિદ્યાદેવીઓની આરાધના શીરીતે થઇ શકે? તેનો પરિવાર કેટલો છે ને તે કયા રહે છે? તે કઈ જાતિની છે? મનુષ્યોને તે કયા પ્રકારની સહાય કરે છે? એની

સવિશેષ હકીકત શેમાંથી મળશે ?

ઉત્તર—એ વ્યંતરજાતિની દેવીઓ છે તેના સ્થાન, પરિવાર વિગેરે જાણવામાં નથી એના આરાધન વિગેરેની હકીકત નિર્વાણકળિકા વિગેરે ગ્રંથોમાંથી મળશે મારો એ વિષયમાં પ્રવેશ નથી એ દેવીઓ આરાધી છતી ગગનગામિની વિગેરે અનેક પ્રકારની વિદ્યાઓ જાપ કરવાથી સિદ્ધ થાય એવી આપે છે ધરણેંદ્રે રોહિણી પ્રજ્ઞપ્તિ ને ગૌરી ગાંધારી વિગેરે ૪૮૦૦૦ વિદ્યાઓ પાઠસિદ્ધ નમિવિનમિને આપી હતી

પ્રશ્ન ૧૮૭—વેતાળ અથવા અગ્નિવેતાળ એટલે શું ? તે કેમ સધાતો હશે ? તે જ્યાં પ્રવેશ કરે છે ત્યાં હેરાન કેમ કરે છે ?

ઉત્તર—અગ્નિવેતાળ વિક્રમરાજાએ સાધ્યો હતો તે તેના બધા કામ કરી આપતો હતો સામાન્ય રીતે વેતાળ બધા વ્યંતર જાતિના સંભવે છે સાધવાનો વિધિ જાણવામાં નથી સાધારણ રીતે વ્યંતરો કુતુહળથી અથવા દ્વેષાદિકથી જ્યાં જાય ત્યાં હેરાન કરે છે, વખતે લાભ પણ આપે છે તેમાં આનો (વેતાળનો) સમાવેશ સમજવો

પ્રશ્ન ૧૮૮—ચોમાસી વિગેરે મોટા દેવવંદનમાં ચૈત્યવંદન કરી, નમુથ્થુણં કહી, અંતે કાઉસગ્ગ કરી, સ્તુતિ કહી, ઉભાઉભાજ અરધા જય વીયરાય કહેવામાં આવે છે તેનું શું કારણ ? એ પ્રમાણે વિધિ કેમ ઠરાવી હશે ?

ઉત્તર—ચોમાસી દેવવંદન વિગેરેની વિધિ પૂર્વપુરૂષોએ નિર્ણિત કરેલી છે તે પ્રમાણે અત્યારે કરવામાં આવે છે તે પ્રમાણેની ગુંથણીના ખાસ હેતુ બતાવેલા નથી

પ્રશ્ન ૧૮૯–દરેક ચક્રવર્તીને ૬૪૦૦૦ સ્ત્રીઓ હોયજ એવો નિયમ છે ? અને પુત્ર કેટલા હોય એવો નિયમ છે કે નહીં ?

ઉત્તર–સ્ત્રીઓ ૬૪૦૦૦ હોય એવો નિયમ છે પુત્રો માટે સખ્યાનો નિયમ નથી

પ્રશ્ન ૧૯૦–અગ્નિને મમજીન્હ કહેલ છે તે આન જીભ કઇ રીતે સમજવી ?

ઉત્તર–એ નામ અન્યમતીનું તેની મા યતા પ્રમાણે પાડેલુ છે આપણે માત્ર કવચિતજ તે શબ્દ વાપરીએ છીએ

પ્રશ્ન ૧૯૧–ચાર ઉપાયે વડે લક્ષ્મી ઉપાર્જન કરવાનુ કહ્યુ છે તે ચાર ઉપાયો કયા ?

ઉત્તર–ચાર ઉપાયો ખાસ જાણવામા નથી ખાડી ખેતી, વેપાર, નોકરી ને વ્યાજવટાવ–એ ચાર ઉપાય પણ કહેવાય છે

પ્રશ્ન ૧૯૨–બુદ્ધિના આઠ ગુણ કયા સમજવા ?

ઉત્તર–બુદ્ધિ મેળવવાને માટે પ્રથમ શાસ્ત્રો સાભળવાની ઇચ્છા, શાસ્ત્રનુ સાભળવુ, શાસ્ત્રાર્થ ગ્રહણ કરવો, ધારી રાખવો, જ્ઞાત અર્થને અવલબીને તર્ક કરવા વિરૂદ્ધ અર્થથી વ્યાવર્તન કરવુ પદાર્થોનુ જ્ઞાન મેળવવુ અને તત્ત્વજ્ઞાન મેળવવુ આ આઠ બુદ્ધિના ગુણ શ્રી યોગશાસ્ત્રવૃત્તિમા માર્ગાનુસારીના ગુણોને અગે કહેલા છે બીજે બીજી રીતે પણ કહેલા છે

પ્રશ્ન ૧૯૩–ચક્રવર્તીના ચૌદ રત્નો ને નવ નિધાનોનુ સ્વરૂપ શેમા હશે ?

ઉત્તર-શ્રી ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્રમા ભરતચક્રીના ચરિત્રમા તેનુ વર્ણન છે ત્યાથી જાણી લેવુ

પ્રશ્ન ૧૯૨-આસન્નભવી કોને કહેવા? તેનુ લક્ષણ શુ? અત્યારે કોઇ જીવ આસન્નભવી હશે? ભવ્ય જીવોના કેટલા પ્રકાર છે?

ઉત્તર-નજીકમા-અલ્પકાળમા કે અલ્પભવમા મોક્ષે જનાર જીવ આસન્નભવી કહેવાય છે તેવા જીવો આ કાળમા પણ હોવા સભવ છે પાચમા આરાની પ્રાન્તે થનારા દુપ્પસહસૂરિ આસન્નભવી છે ભવ્ય જીવના ખાસ ત્રણ પ્રકાર જણાય છે આસન્નભવી, બહુલભવી ને જાતિભવ્ય ૧ આસન્નભવી ઉપર કહ્યા તે ૨ બહુલભવી ઘણા કાળે ઘણા ભવ કરીને સિદ્ધ થનાર હોય તે અને ૩ જાતિભવ્ય ભવ્ય છતા તથાવિધ સામગ્રીને અભાવે અવ્યવહાર રાશીમાથી નીકળવાનાજ ન હોવાથી મોક્ષે જવાના નથી તે-આ પ્રમાણે ત્રણ પ્રકાર સમજવા

પ્રશ્ન ૧૯૪-આપણામા જે સાત નરકો કહેલી છે, તેમાના જીવોનુ વિસ્તારથી સ્વરૂપ શેમાથી મળશે? અને અન્યમતીનુ કહેલુ ને આપણામા કહેલુ નરકનુ સ્વરૂપ એક સરખુ જ છે કે તેમા કાંઇ ભેદ છે?

ઉત્તર-એનુ સ્વરૂપ વિસ્તાર સાથે સગ્રહણી, ક્ષેત્રસમાસ, લોકપ્રકાશ ( દ્રવ્યલોક ) વિગેરે અનેક ગ્રંથોમાથી મળશે અન્યમતીઓના કહેલા ને આપણા શાસ્ત્રમા કહેલા નરકના સ્વરૂપમા ઘણો ફેરફાર છે

પ્રશ્ન ૧૯૫-સૂર્યના રથને સાત અશ્વો કહેવામા આવે છે

તે બરાબર છે ? બરાબર હોય તો તે અર્ધા કેવા સમજવા ?

ઉત્તર—આ માન્યતા પણ અન્યમતીની છે આપણે તો સૂર્યના વિમાનજ કહીએ છીએ જેની આકૃતિ ગોળ છે રથ કે અર્ધની હકીકત જૈનશાસ્ત્રમા નથી

પ્રશ્ન ૧૯૬—દેવતાઓ પચદિવ્ય કરે છે તે કયા કયા ?

ઉત્તર—પચદિવ્યના બે પ્રકાર છે એક તો તીર્થંકરાદિ જ્યા દાન લેય ત્યા દેવો પચદિવ્ય પ્રગટાવે છે તે આ પ્રમાણે—૧ સુગધી જળની વૃષ્ટિ, ૨ પુષ્પોની વૃષ્ટિ, ૩ વસ્ત્રોનુ ઉછાળવુ, ૪ દ્રવ્યની વૃષ્ટિ, ૫ આકાશમા દેવદુદુભીનો નાદ અને અહોદાન અહોદાન એવી ઉદ્ઘોષણા

કોઈ અપુત્રીઓ રાજા મરણ પામે છે ત્યારે પાચદિવ્ય અધિવાસિત કરીને છુટા મૂકે છે તે આ પ્રમાણે—હસ્તિ, અશ્વ, કળશ, છત્ર અને ચામર તે જે મનુષ્યને રાજ્યયોગ્ય જાણે તેની પાસે જતા હસ્તિ ગજારવ કરે છે, અશ્વ હેષારવ કરે છે, કળશ અભિષેક કરે છે, છત્ર માથે ધરાય છે અને ચામર વિઝાય છે હાથી તે પુરૂષને પોતાની સુઢવડે ઉપાડીને પોતાની ઉપર બેસાડે છે

પ્રશ્ન ૧૯૭—દરેક તીર્થંકરને દીક્ષા લેય ત્યારે મનપર્યવજ્ઞાન ઉપન થાય એમ કહે છે તેનો અર્થ શુ ? તેને ઉપજવાનુ કારણ શુ ? બીજા જ્ઞાનોમા ને તે જ્ઞાનમા શું તફાવત છે ?

ઉત્તર—તીર્થંકર જ્યારે દીક્ષા લેય ત્યારે તેના મનપર્યવ જ્ઞાનાવરણીય કર્મનો પણ ક્ષયોપશમ થાય છે કે જેથી મન

પર્યવ જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે જ્ઞાનવડે મનુષ્યલોકમા રહેલા મજ્ઞી પચેદ્રિય જીવોના મનોગતભાવને તે જાણી શકે છે તે શબ્દનો અર્થ પણ મનના પર્યવ-પર્યાયને જાણવા તેજ છે બીજા જ્ઞાન કરતા આ જ્ઞાનમા એટલી વિશેષતા છે કે તે અપ્રમત્ત ભાવમા વર્તતા મુનિનેજ થાય છે અને તેમા દર્શનની અપેક્ષા નથી, પ્રથમથી જ્ઞાનજ થાય છે દીક્ષાસમયે દરેક તીર્થકરને એ જ્ઞાન થાય એવો અબાધિત નિયમ છે

પ્રશ્ન ૧૯૮—સમવસરણના મધ્યમા અશોક વૃક્ષ હોય છે તે કેટલુ ઉચુ હોય છે ? અને તીર્થકર તેની પ્રદક્ષિણા દઇને સિહાસનપર બેસે છે તેનુ શુ કારણ ?

ઉત્તર—દરેક પ્રભુના શરીરથી બાર ગણુ ઉંચુ એ વૃક્ષ હોય છે તેની પ્રદક્ષિણા દેવાનો કલ્પ છે ખાસ બીજુ કાંઇ કારણ નથી તે વીરપ્રભુને વખતે તેમના શરીરથી બારગણું એટલે ૨૧ ધનુષ્યનું અશોક વૃક્ષ ને તેની ઉપર ૧૧ ધનુષ્યનુ શાલ વૃક્ષ હતું કુલ ૩૨ ધનુષ્ય ઉંચાઇ હતી તે વૃક્ષ બીજા વૃક્ષ જેવાજ હોય છે દેવો તેને વિકુર્વે છે આઠ પ્રાતિહાર્યપૈકી તે પ્રથમ પ્રાતિહાર્ય છે

પ્રશ્ન ૧૯૯—સમવસરણમા શુ શુ રચના કરવામા આવે છે ? તે કોણ કરે છે ? તેમા બાર પર્ષદાને બેસવાના જુદા જુદા સ્થાન હોય છે ? તેનુ સવિસ્તર વર્ણન શેમા છે ?

ઉત્તર—સમવસરણની તમામ હકીકત જાણવા માટે સમવસરણ સ્તવ નામનુ પ્રકરણ ટીકા તથા ભાષાતર સાથે છપાયેલ છે તે વાચવુ તેમાથી બધી હકીકત મળી શકશે વળી તીર્થકરોના ચરિત્રોમા પણ કેવળજ્ઞાન થાય ત્યારે સમવસરણની

રચના કરે છે તે વર્ણવેની હોય છે ત્યારે પર્ષદા મધ્યના ગઢમા ચારે દિશાએ ત્રણ ત્રણ નિયમિતપણે બેસે છે

પ્રશ્ન ૨૦૦–સમવસરણમા પહેના પહોરે તીર્થંકર દેશના આપે છે અને બીજે પહોરે મુખ્ય ગણધર તેમના પાદપીઠ ઉપર બેસીને દેશના આપે છે એમ કહેલ છે તેનુ કારણ શુ ? ગણધર દેશના આપે ત્યારે તીર્થંકર કયા બેસતા હશે ? તીર્થંકરની હાજરીમા ગણધર દેશના આપે એ યોગ્ય જણાય છે ? એમા કાઇ ખાસ હેતુ છે ?

ઉત્તર–બીજે પહોર ગણધર દેશના આપે તે વખતે તીર્થંકર બીજા ગઢમા દેવોએ રચેના દેવછંદમા બિરાજે છે તેમને ગણધરની દેશના સાભળવાની જરૂર નથી બાકી પોતાની જેટલી ગણધરની પણ શ્રીસઘમા પ્રતીતિ પડવા માટે ગણધર પાસે દેશના અપાવે છે એમા અયોગ્ય બીલકુલ નથી

પ્રશ્ન ૨૦૧–સૂર્યાસ્ત સમયે સુવાની કે ઉઘવાની ના પાડે છે તેનું શુ કારણ ? તેમજ તે વખત ભણવાની ના કેમ પડાય છે ?

ઉત્તર–પ્રાતસંધ્યા અને સાયસંધ્યા–એ બને વખત ખાસ કરીને પ્રતિક્રમણ કરવાનો શ્રાવક અને સાધુઓને માટે અવસર છે તે શિવાયના અન્યમતી ગૃહસ્થોને પણ તે વખત પ્રમાદમા ન ગાળતા ધ્યાન વિગેરેનો ઉદ્યમ કરવાનો છે તે વખતે શયન કરવાથી, ઉઘવાથી તેમજ ભણવાથી કેટલીક વખત વ્યતરો છળે છે તેમને પણ ફરવાહરવાનો તે વખત છે આટલા કારણસર તે વખત શયનાદિક કરવાનો નિષેધ કરેલો છે વળી તે કાળવેળા ગણાય છે

પ્રશ્ન ૨૦૨–કાળ વખતે તેમજ અમુક તિથિએ કે દિવસોએ નવો અભ્યાસ કરવાની અથવા પાઠ પણ કરવાની ના કહેવામા આવે છે તેનુ શુ કારણ ? તેમા ટાઈમ કયો ગણવો ?

ઉત્તર–એ વખતને અથવા દિવસોને અસઝાયના અથવા અસ્વાધ્યાયના કહેવામા આવે છે, તેના દરેકના કારણો ખાસ ધ્યાનમા નથી પરતુ તે વખત ખાસ મૂળસૂત્રોના પાઠને માટે નિષેધ છે તમામ પઠનપાઠન કે અભ્યાસ માટે નિષેધ તો કોઈકજ વખત છે બાકી પરચુરણ વાચન કે સ્તવન સઝાયાદિ માટે તો નિષેધ નથી જેમા વખત નિષેધેલો છે તેમા સૂર્યોદય અગાઉ બેઘડી ને સૂર્યાસ્ત અગાઉ ને પછીની એકેક ઘડી અને મધ્યાન્હ તે દિવસના મધ્યની બે ઘડી સમજવી

પ્રશ્ન ૨૦૩–મુનિને માટે મૃત્યુને બદલે કાળધર્મ પામ્યા કહેવાય છે તેનો તેમજ ગૃહસ્થમા સ્વર્ગવાસી થયા કે દેવલોક ગયા કહેવાય છે તેનો શુ અર્થ સમજવો ?

ઉત્તર–એનો અર્થ તો મૃત્યુ પામ્યા એવોજ છે ફક્ત તે શબ્દ ગ્રામ્ય ને હલકો હોવાથી બીજા સારા શબ્દો વપરાય છે કાળનો ધર્મજ મૃત્યુ છે એટલે મૃત્યુને પામ્યા–તેને વશ થયા એ અર્થ છે પોતાના સબધીઓ કે કોઇ સારૂ માણસ મરણ પામીને ગમે તે ગતિમા ગયેલ હોય પણ સ્વર્ગે ગયા એમ કહેવુ તે શોભાવાળુ છે તેથી એમ કહેવાની પ્રવૃત્તિ સુજ્ઞજનોએ રાખેલી છે

પ્રશ્ન ૨૦૪–જૈનધર્મ અને બૌધધર્મમા સમાનતા કઈ કઇ બાબતમા છે ને જુદાઈ કઇ કઇ બાબતમા છે ?

ઉત્તર-મે બૌધના શાસ્ત્રો વાંચેલા ન હોવાથી એ બાબ તમા હુ જવાબ લખી શકતો નથી

પ્રશ્ન ૨ ૫-બૌધો મરણ પામેલા શરીરને ( શબને ) દાટે છે અને આપણામા અગ્નિસસ્કાર કરે છે તે બેમા વધારે ઠીક શુ છે ? આ દેશમા બૌધધર્મ પ્રસરેલો હતો ત્યારે પણ આપણામા અગ્નિસસ્કાર કરવાની પ્રવૃત્તિ હતી કે દાટવાની હતી ?

ઉત્તર-બેમા કઇ પ્રવૃત્તિ સારી છે તેનો આધાર માન્યતા ઉપર છે આપણે તો અગ્નિસસ્કાર કરવો તે ઠીક માનીએ છીએ અને આપણામા તો ઋષભદેવ નિર્વાણ પામ્યા ત્યારથી અગ્નિસસ્કારની પ્રવૃત્તિ થયેલી જાણવામા છે અને તે શાસ્ત્રોક્ત છે

પ્રશ્ન ૨૦૬-કૃષ્ણની સત્યભામા રાણી જપતી હતી તે ' રૂડુ ભુડુ ' મત્ર કયા બતાવેલો છે ? એનો અર્થ શુ છે ?

ઉત્તર-એ તો તેને ફોસલાવવા માટે બતાવેલા મિથ્યા શબ્દો છે, તેનો કાઈ અર્થ નથી અને તે ફળના સાધક પણ નથી

પ્રશ્ન ૨૦૭-મુદ્રા અને આસનમા શુ ફેર છે ? તેના કેટલા પ્રકારો છે ? તે શેમા બતાવેલા છે ? તે પ્રમાણે ક્રિયા કરતા દ્રષ્ટિ કયા રાખવાની છે ?

ઉત્તર-મુદ્રા અમુક અગ આશ્રી છે ને આસન આખા શરીર આશ્રી છે મુદ્રા ત્રણ પ્રકારની ( યોગ મુદ્રા, જિન મુદ્રા ને મુક્તાશુક્તિ મુદ્રા ) દેવવદન ભાષ્યમા બતાવેલી છે બીજી પણ પ્રતિષ્ઠાવિધિ વિગેરેમા ઘણી બતાવેલી છે આસન અનેક પ્રકારના છે તે યોગદષ્ટિ સમુચ્ચય વિગેરેમા બતાવેલા

છે. યોગના આઠ અગમા તે ત્રીજુ અગ છે તેની સાધના યોગી પુરૂષો વિશેષ કરે છે આપણા મુનિએ પણ કેટલાક જાણે છે તેમા દષ્ટિ તો ઘણે ભાગે પરમાત્માની મૂર્ત્તિ સામે કે સ્થાપનાજી સામે રાખવાની હોય છે પણ ઘણી વખત નાસાગ્ર વિગેરે અન્ય સ્થાને દષ્ટિ સ્થિર કરવાનુ પણ બતાવેલુ હોય છે મારો એ વિષયમા પ્રવેશ નથી

પ્રશ્ન ૨૦૮–સામૈયુ શબ્દ શુ અર્થ સૂચવે છે ? તેનો મૂળ શબ્દ શુ છે ? ખાસ કરીને તે સન્માનસૂચક જણાય છે

ઉત્તર–સન્મુખ યાન (ગમન) ઉપરથી પ્રાકૃત શબ્દ સમાયાન થઈને તેનો અપભ્રશ સામૈયુ થયેલ જણાય છે તે સત્કાર સૂચકજ છે

પ્રશ્ન ૨૦૯–સપ્રતિ રાજાએ પુષ્કળ જિનબિંબો ભરાવ્યા, ત્યારઅગાઉ શુ મૂર્ત્તિ બનાવવાનો પ્રચાર ન હોતો ? મૂર્ત્તિ કે પ્રતિમા શબ્દનો અર્થ શુ છે ? પ્રતિમા આરસની ને ધાતુની બનાવવામા આવે છે, તેમા પહેલી શેની બનાવવી શરૂ થઇ હશે ?

ઉત્તર–મૂર્ત્તિ બનાવવાનો પ્રચાર તો પરાપૂર્વનો છે સપ્રતિ રાજા અગાઉની કોઈકોઈ મૂર્ત્તિઓ જમીનમાથી નીકળે છે અને શખેશ્વર, આરૂપ વિગેરેમા અત્યારે વિદ્યમાન પણ છે પાચે વર્ણના આરસની તે બનાવવામા આવે છે ધાતુમા પણ અનેક પ્રકારની બને છે તદુપરાત સ્ફટિકાદિકની પણ બનાવાય છે પ્રથમ કઈ જાતની બનાવી હશે તે કહી શકાય નહીં તો પણ ભરત ચક્રીએ તો શત્રુજય ઉપર પ્રથમ મણિમય મૂર્ત્તિ ભરાવી હતી

મૂર્ત્તિ શબ્દ મૂર્ત્ત ઉપરથી બનેલો છે તે પ્રત્યક્ષવાચક છે પ્રતિમા શબ્દ પ્રતિમ ઉપરથી બનેલો છે તે સાદૃશ્યવાચક છે.

પ્રશ્ન ૨૧૦–પ્રતિમાજી બનાવ્યા પછી તેને પૂજનિક કરવા માટે અજન શલાકા વિગેરે ક્રિયા કરવામા આવે છે તેમ પ્રતિમાજી બનાવતા કાંઈ વિધાન કરવાનુ છે કે કેમ? ધાતુના પ્રતિમાજીને માટે પૂજનિક કરવાની ક્રિયા કરવાની ખરી કે નહીં?

ઉત્તર–પ્રતિમાજી ઘડ્યા અગાઉ આરમ કાઢતા પણ ક્ષેત્ર-દેવતાની પ્રસન્નતા કરવામા આવે છે અને ઘડતા પણ કેટલીક વિધિ જાળવવાની હોય છે ધાતુના પ્રતિમાજીને પણ પૂજનિક કરવાની ક્રિયા કરવી પડે છે આ બાબત પચાશકમા વિશેષ અધિકાર છે

પ્રશ્ન ૨૧૧–અસતી પોષણ ને અસયતિ પોષણ એ શબ્દનો અર્થ એકજ છે કે જુદો જુદો છે? પદર કર્માદાનમા અસતી પોષણ કર્મ કોને કહે છે?

ઉત્તર–એ બે શબ્દ પ્રાયે એકાર્થવાચક છે પરતુ વધારે સ્પષ્ટ અર્થ કરતા અસતી શબ્દે હિંસક જનાવરો અથવા દુરાચારી સ્રીયાદિકનુ પોષણ કરવુ તે અને અસયતિ શબ્દે વિરતિભાવ વિનાના મનુષ્યો સમજવા તેનુ પોષણ અમુક અપેક્ષાએ વર્જ્ય છે

પ્રશ્ન ૨૧૨–કુતરા, બિલાડા, પોપટ, મેના, કાકાકૌઆ વિગેરેને પાળવાનો જૈનશાસ્ત્રમા નિષેધ શા માટે કર્યો છે? કુતરા તો આપણા રક્ષકનુ કામ કરે છે અને બીજા પક્ષીઓ નિરપરાધી છે

ઉત્તર–કુતરા બિલાડા હિંસક જીવો છે તેથી તેનુ પોષણ તે અસતીપોષણમા ગણેલુ છે વળી તે રક્ષક તેમજ ભક્ષક પણ થાય તેવા છે પોપટ મેના વિગેરે એક પારેવા શિવાયના પક્ષીઓ પણ પ્રાયે ત્રસજીવની હિંસા કરનાર છે અને તેમને

પાંજરામા પૂરવા તે કેદમા પૂરવા જેવુ હોવાથી વર્જ્ય છે

પ્રશ્ન ૨૧૩–ક્રૌચ પક્ષી કેવુ હોય છે? તે કયા પ્રભુનુ લછન છે? અને શુ સૂચવે છે?

ઉત્તર–ક્રૌચ પક્ષી મે જોયેલ નથી સુમતિનાથજીનુ તે લછન છે તેમા કાંઈ ખાસ સૂચવન નથી

પ્રશ્ન ૨૧૪–નવીન દેરાસર બધાવવા કરતા જીર્ણોદ્ધાર કરાવવામા આઠ ગણો લાભ કહેલો છે તો તે આઠની સખ્યાનુ શુ કારણ? તેથી ઓછુવત્તુ પુન્ય નહીં બધાતુ હોય? જીર્ણોદ્ધાર પણ નાના મોટા જિનમદિરનો હોય છે

ઉત્તર–આઠગણુ પુન્ય સામાન્ય રીતે સમજવુ તે કરતા ઓછુવત્તુ પણ અધ્યવસાય અનુસારે બધાય દરેક જીર્ણોદ્ધાર કરનારને આઠગણુંજ બધાય એમ નિરધાર સમજવો નહીં

પ્રશ્ન ૨૧૫–વ્યાખ્યાનમા પ્રથમ આગમ (સૂત્ર) અને પછી ચરિત્ર એમ વાચવાની પ્રવૃત્તિ હતી, હાલ કાંઈ તેનો નિયમ રહ્યો નથી ગમે તે વાચે છે અને વ્યાખ્યાનમા પ્રાસગિક અપ્રાસગિક અનેક વાતો કરે છે તો એમા વાસ્તવિક શુ છે?

ઉત્તર–વ્યાખ્યાનમા શુ વાચવુ તેનો ખાસ નિયમ નથી મુનિ મહારાજ જે વાચવાથી લાભ દેખે તે વાચે, પણ પૂર્વપુરૂષોની કૃતિ વાચે અને પ્રાસગિક વાતજ કરે ધાર્મિક ભાવના પ્રગટાવે વળી અનેક પ્રકારના ધર્મકાર્યો સપ ને શાતિપૂર્વક થાય તેવો પ્રયાસ કરે

પ્રશ્ન ૨૧૬–મુનિરાજ શ્રી આત્મારામજી મહારાજ કૃત સત્તરભેદી પૂજામા ત્રીજી વસ્ત્રયુગલ પૂજામા કહ્યુ છે કે —

દ્રૌપદી શક્ર સૂર્યાભ તે, પૂજે જિમ જિનચંદ,
શ્રાવક તેમ પૂજન કરે, પ્રગટે પરમાનંદ

આનો અર્થ શુ છે? અને તે ઉપરથી શુ અનુકરણ કરવાનુ છે?

ઉત્તર-આ દુહાનો અર્થ તો ખુલ્લો છે 'દ્રૌપદીએ, ઇંદ્રે અને સૂર્યાભદેવે જે રીતે જિનેશ્વરની પૂજા કરી તે રીતે શ્રાવક પણ પૂજા કરે કે જેથી પરમાનંદ (મોક્ષ) ને પામે' આનુ રહસ્ય પણ ઉઘાડુ છે એનો અધિકાર જ્ઞાતાજીમા તેમજ રાયપસેણી સૂત્ર વિગેરેમા છે

પ્રશ્ન ૨૧૭-ઉપર જણાવેલી પૂજામાજ કહેલ છે કે-

વસન યુગળ અતિ ઉજ્જળે, નિર્મળ અતિહી અભંગ,
નેત્રયુગળ સૂરિ કહે, યેહી મતાંતર સંગ

આનો અર્થ શુ છે? ને તેનુ રહસ્ય શુ છે?

ઉત્તર-'આ ત્રીજી પૂજામા બે વસ્ત્રો ( અંગ લુહણા ) અતિ ઉજ્જવળ અને નિર્મળ તેમજ અભંગ એવા પ્રભુ પાસે ધરવા આ બાબતમા કોઈક આચાર્ય ચક્ષુયુગળ ધરવાનુ કહે છે આ મતાંતર છે'

આ પ્રમાણે અર્થ છે રહસ્ય ખુલ્લુ છે જેથી વિશેષ લખવાં જેવુ નથી

પ્રશ્ન ૨૧૮-સદરહુ પૂજા પૈકી ૧૬ મી નાટ્ય પૂજામા કહ્યુ છે કે-

રાવણ ને મંદોદરી, પ્રભાવતી સૂર્યાભ,
દ્રૌપદી જ્ઞાતા આગમે, લીયો જન્મકો લાભ

આનો અર્થ શું છે? અને એમા વિશેષ જાણવા જેવુ શુ છે?

ઉત્તર-'રાવણુ ને મદોદરીએ, પ્રભાવતી રાણીએ, સૂર્યાભદેવે અને જ્ઞાતાસૂત્રમા કહ્યા પ્રમાણે દ્રૌપદીએ પ્રભુની પાસે નૃત્ય ( નાટક ) કરીને પોતાને મળેલા મનુષ્યજન્મનો લાભ લીધો છે'

આ પ્રમાણે અર્થ છે એમા ખાસ જાણુવા જેવુ તો રાવણુને અગે છે કે તે વીણા વગાડતા હતા ને મદોદરી નાચતી હતી તે વખતે વીણાની તાત તૂટી, હવે નવી તાત લાવે ને જોડે ત્યા તો વાર લાગે ને નૃત્યમા ભગ પડી જાય, તેથી પોતાના હાથમાથી ઝીણી નસ ખેચી કાઢી લઘુલાઘવી કળાવડે એવી શિઘ્રતાથી જોડી દીધી કે જેથી વીણા વગાડવામા કે નૃત્યમા ભગ પડ્યો નહીં આ પ્રમાણે અપૂર્વ ઉલ્લાસવડે જિનભક્તિમા લીન થવાથી રાવણે તીર્થકર નામકર્મના દળ મેળવ્યા આ હકીકત અષ્ટાપદ પર્વત ઉપરના જિનમદિરમા બનેલી છે

પ્રશ્ન ૨૧૯-મુનિરાજ શ્રી આત્મારામજી મહારાજ કૃત વીશ સ્થાનકની પૂજા પૈકી ત્રીજી પૂજામા ૩૬૩ મતધારીઓ કહ્યા છે તેનુ વર્ણન શેમા આવે છે?

ઉત્તર-એ ૩૬૩ અજ્ઞાનવાદી, ક્રિયાવાદી અને વિનયવાદીના ભેદો છે તેનું વર્ણન સુયગડાગ સૂત્ર, લોકપ્રકાશ, તત્ત્વાર્થાધિગમ; વિગેરેમા છે

પ્રશ્ન ૨૨૦-સદરહુ પૂજા પૈકી ચોથી સૂરિપદની પૂજામાં

૫૬ પ્રકારની સપત્તિ કહી છે તેનું વર્ણન શેમા છે ?

ઉત્તર-એનુ સ્થળ જાણવામા નથી

પ્રશ્ન ૨૨૧-સ્થવિર મુનિઓ કેટલા પ્રકારના હોય છે ? અને કેવા સાધુને સ્થવિર કહેવા ? તેના વ્રત ક્રિયામા શુ ફેર ફાર હોય છે ?

ઉત્તર-આ બાબત સત્તરહ પૂજા પૈકી પાચમી પૂજામાજ વર્ણન કરેલ છે તે લક્ષ દઈને વાચશો તેમા સ્થવિર ત્રણ પ્રકારના કહ્યા છે-૧ વય સ્થવિર તે સાઠ વર્ષ ઉપરની વય વાળા, ૨ વ્રત સ્થવિર તે વીશ વર્ષ ઉપરાત દીક્ષાપર્યાય વાળા ને ૩ સૂત્ર સ્થવિર તે સમવાયાગ સુધીના બોધવાળા જાણવા એની વધારે હકીકત અન્ય શાસ્ત્રોથી સમજવી

પ્રશ્ન ૨૨૨-સ્નાત્ર શબ્દ સ્નાનવાચક છે કે તેનો બીજો અર્થ છે ?

ઉત્તર-એ બને શબ્દ એકાર્થવાચક છે, પરતુ સ્નાન શબ્દ વ્યવહારમા બીજા અર્થમા વપરાતો હોવાથી જિનપૂજામા તે શબ્દ વાપરતા નથી

પ્રશ્ન ૨૨૩-દરેક પૂજામા પૂજાને અતે સસ્કૃત કાવ્ય ને મત્ર કહેવામા આવે છે તેનો હેતુ શો છે ? તેમા શી હકીકત આવે છે ?

ઉત્તર-કાવ્યમા તે પૂજાનો સાર બતાવેલ હોય છે, તે પરમાત્માની ભક્તિ સૂચવે છે મત્રનો હેતુ પણ કાર્યસિદ્ધિમા સહાય કરે તે છે

પ્રશ્ન ૨૨૪-હરિવિક્રમ રાજા ક્યાં ને ક્યારે થયા ? વિક્રમ ને હરિવિક્રમ એક કે જુદા ? તેના ચરિત્રમા જાણવા

યોગ્ય શુ છે ?

ઉત્તર-હરિવિક્રમ રાજાનુ સસ્કૃત ચરિત્ર છપાયેલ છે વિક્રમ રાજાથી તે જુદાજ છે તેનુ ચરિત્ર પણ છપાયેલ છે તે બન્ને વાચવાથી તેને લગતી બધી હકીકત જાણવામા આવશે

પ્રશ્ન ૨૨૫-નવકારને બદલે નમોઽર્હત્ બનાવવાથી સિદ્ધસેન દિવાકરને સઘ બહાર કરવામા આવ્યા હતા તે ખરી વાત છે ? તે જો ખરી હોય તો ભગવાન આદિ ચાર પદ બનાવનારને શુ શિક્ષા કરી ?

ઉત્તર-નવકાર એ આવશ્યક સૂત્રના પ્રારભમા અને નમોઽર્હત્ બારમા અગના પ્રારભમા મગળાચરણ છે બારમુ અગ કે જેમા ચૌદ પૂર્વો સમાયેલા છે તે બધુ સસ્કૃત ભાષામા છે સિદ્ધસેન દિવાકરે નમોઽર્હત્ પ્રમાણે બીજા જે ૧૧ અગો માગધી ભાષામા છે તે તેમજ બીજા સૂત્રો વિગેરે સસ્કૃતમા બનાવવાનુ કહેતા એમા પૂર્વપુરૂષોની અવજ્ઞા ધારીને આચાર્યે તેને યોગ્ય શિક્ષા કરી છે કેટલેક સ્થાને નમોઽર્હત્ નવો બનાવ્યાનુ પણ કહેલ છે

ભગવાન્ હ વિગેરે ચાર પદો તો આવશ્યક સૂત્રગત પ્રાચીન છે, નવા બનાવેલા નથી

પ્રશ્ન ૨૨૬-બીજી સૂત્રાદિકને અનુસરીને સસ્કૃત, પ્રાકૃત કે ગુજરાતી ભાષામા સ્વબુદ્ધિ અનુસાર નવીન કૃતિ કરવામા આવે તો તેના કર્તા શિક્ષાપાત્ર ગણાય ખરા ?

ઉત્તર-ન ગણાય એવી અનેક કૃતિઓ પૂર્વપુરૂષો વિગેરેની કરેલી વિદ્યમાન છે ફક્ત તેમા સૂત્રાદિકની સાથે વિરોધવાળી સ્વકપોળકલ્પિત હકીકત આવવી ન જોઇએ

પ્રશ્ન ૨૨૭–યશોવિજયજીકૃત નવપદની પૂજા પૈકી બીજી સિદ્ધપદની પૂજામા કહ્યુ છે કે,—

સમયપએમતર અણફરસી, ચરમ તિભાગ વિશેષ,
અવગાહન લઈ જે શિવ પહોતા, સિદ્ધ નમો તે અશેષ રે ભવિકા–
પૂર્વ પ્રયોગ ને ગતિ પરિણામે, બધન છેદ અસગ,
સમય એક ઉરધ ગતિ જેહની, તે સિદ્ધ પ્રણમો રગ રે ભવિકા

આ બે ગાથાનો અર્થ સમજાતો નથી તે સમજાવશો

ઉત્તર–એ બે ગાથાનો અર્થ બહુ ગભીર છે તો પણ ટુકામા નીચે પ્રમાણે છે —

સિદ્ધના જીવો અહીંથી સિદ્ધસ્થાને જતા, બીજા સમયને કે બીજા આકાશપ્રદેશોને સ્પર્શ કરતા નથી, એ રીતે સમયાતરને અને પ્રદેશાતરને સ્પર્શ્યા શિવાય, શરીરમા રહેલા આત્મપ્રદેશોની અવગાહનાનો ઉપરનો ત્રીજો ભાગ સકોચીને બાકીના ⅔ ભાગની અવગાહના રાખી, તેવી અવગાહનાએ–તેવી આકૃતિએ જે સિદ્ધસ્થાનમા ગયા તે સર્વ સિદ્ધોને નમસ્કાર કરો ૧

પૂર્વ પ્રયોગ, ગતિ પરિણામ, બધન છેદ ને અસગ–આ ચાર દૃષ્ટાતવડે આ શરીરમાથી નીકળી જે એક સમયમા ઉર્ધ્વગતિ કરીને સિદ્ધસ્થાને પહોચી જાય છે તે સિદ્ધોને રગપૂર્વક નમસ્કાર કરો ૨

પ્રથમની ગાથાના અર્થમા રહસ્ય એ છે કે–જે સમયે સિદ્ધ થનાર જીવ આ શરીરમાથી નીકળે છે તે સમયેજ સિદ્ધસ્થાનમા પહોચે છે, બીજો સમય થતો નથી અને જેટલા આકાશ

પ્રદેશોને ફરસીને અહીં પ્રાત સમયે રહ્યા હોય તેટલાજ આકાશ પ્રદેશને ફરસતા, આજુબાજુના પ્રદેશોને ફરસ્યા વિના સિદ્ધસ્થાને પહોચી જાય છે કેટલાક આચાર્યો કહે છે કે-માર્ગના આકાશ પ્રદેશોને પણ ફરસ્યા વિના જાય છે

આ શરીરમા જીવ સર્વત્ર વ્યાપી રહેલો છે, પણ તેમા જ્યા પોલાણ છે ત્યા આત્મપ્રદેશો હોતા નથી અતસમયે અદરનુ પોલાણુ આત્મપ્રદેશોવડે પૂરી દઈ બહારના ભાગને ખાલી કરે છે એમ કરવાથી શરીરના ⅔ ભાગ જેટલી એ આત્મપ્રદેશોની અવગાહના રહે છે

બીજી ગાથાના અર્થના કાર્મણશરીરરૂપ કારણ વિના સિદ્ધના જીવો અહીંથી મોક્ષે શી રીતે જાય ? તેના ઉત્તરમા કહે છે કે-પૂર્વ પ્રયોગ-કુભારના ચક્રનુ એકવાર ચલાવ્યા પછી પૂર્વના બળથી ફર્યા કરે છે તે, ગતિ પરિણામ-જીવનો ને હળવા પુદ્ગળનો ઉર્ધ્વગતિરૂપ પરિણામ-સ્વભાવ છે તે, બધન છેદ-એરડાના ફળમાથી તે ફાટતા તેમાના બીજ બધન દૂર થવાથી એકદમ ઉચે ઉડે છે તે, અને અસગ તે આઠ પ્રકારના ગાઢ લેપવાળુ પાત્ર (તુંબડુ ) પાણીમા તળીએ રહેલ હોય તે જેમ જેમ ઉપરથી લેપ દૂર થાય તેમ તેમ ઉંચુ આવતુ જાય અને બધા લેપ જવાથી એકદમ જળ ઉપર તરી આવે તેમ-આ ચાર દષ્ટાતે સર્વ કર્મરહિત થયેલો જીવ એક સમયમા ઉચો જઈ સિદ્ધસ્થાને પહોચી જાય છે આવી રીતે જે સિદ્ધિસ્થાનને પામેલા છે તેમને હુ નમસ્કાર કરૂ છુ

આ પ્રમાણે એ બે ગાથાનો અર્થ ને રહસ્ય ટુકામા છે

પ્રશ્ન ૨૨૮–દેરાસરમા ધૂપ કરવા માટે આપણે અગરબ ત્તીઓ વાપરીએ છીએ તેને લગની ચુનાથી વાસની ધૂપ કરવની સળીઓ આવે છે તે વપરાય કે નહીં ?

ઉત્તર–આપણી અગરબત્તીમા અનેક સુગધી પદાર્થો આવે છે, તે પદાર્થો આપણા જાણવામા છે, અને ચુનાની અગરબત્તીમા શુ આવે છે તે આપણે જાણતા નથી તેમજ તેના મધ્યમા વાસની સળી આવે છે તે બળે છે તે ધૂપ કરવા લાયક નથી એવા કારણથી આપણે વાપરીએ છીએ તેવીજ અગરબત્તીઓ જેમ બને તેમ વધારે સુગધી અને ઉચી કિંમતના પદાર્થોથી બનાવીને વાપરવી યુક્ત છે

પ્રશ્ન ૨૨૯–એકલા કીંદરૂનો ધૂપ દેરાસરના ગભારામાં ને રંગમડપમા કરવામા આવતો નથી, તે શિવાય બીજા ભાગમા કરવામા આવે છે દેરાસરમા દશાગધૂપ વિગેરે વપરાય છે તો કીંદરૂના વર્જ્યપણાનુ કારણ શુ છે ?

ઉત્તર–કીંદરૂ ધૂપમા હલકી જાતિનો પદાર્થ છે તેથી ગભારા વિગેરેમા પ્રભુ પાસે ઉચી કિંમતના પદાર્થોનો બનાવેલો ધૂપ વાપરવો–કીંદરૂનો ધૂપ ન કરવો એમ કહેલુ છે, એજ એનુ કારણ છે, બીજુ કાઈ કારણ નથી એ પદાર્થ વર્જ્ય નથી

પ્રશ્ન ૨૩૦ અજિતશાંતિસ્તવ મૂળ કેટલી ગાથાનુ છે અને ક્ષેપક ગાથા કેટલી છે ? ને (૪૦) ગાથાનુ જોયેલ છે તે શુ દિગબરી છે ?

ઉત્તર–અજિતશાંતિસ્તવમા મૂળ કર્ત્તાની કરેલી ગાથા ૩૭ અને ત્યારપછીની ૩ ગાથા ક્ષેપક ગણવામા આવે છે ૪૧

ગાથા તમારા લખવાથીજ જાણવામા આવી છે દિગબરીઓ અજિતશાતિ સ્તોત્ર માને છે કે નહી તેની ખાસ ખબર નથી

પ્રશ્ન ૨૩૧–આપણા આવશ્યકના સૂત્રો કોઈ વિદ્વાન આચાર્ય સસ્કૃતમા કે બીજી ભાષામા બનાવે તો યોગ્ય ગણાય કે તેનુ કાર્ય સઘથી વિમુખવૃત્તિનુ ગણાય ?

ઉત્તર–આવશ્યકના સૂત્રો માગધી ભાષામા બહુ વિચારપૂર્વક પૂર્વપુરૂષોએ ગૂથેલા છે તેને બીજી ભાષામા કરવાનો વિચાર સુજ્ઞ જૈનબધુ કે મુનિ કરેજ નહીં અને કરે તો તે કાર્ય શાસ્ત્રાજ્ઞાથી બહારનુ ગણાય એ નિસદેહ હકીકત છે

પ્રશ્ન ૨૩૨–શ્રીમાન આત્મારામજી મહારાજ કૃત વીશ સ્થાનકની પૂજામા વિનયપદની ૧૦ મી પૂજામા ગુરૂવદન વિધિના ૪૫૨ સ્થાન કહ્યા છે તેનો વિસ્તાર શેમા છે ?

ઉત્તર–શ્રી ગુરૂવદન ભાષ્યમા ગુરૂવદનના ૪૯૨ સ્થાનો બતાવેના છે તે ભાષ્ય મૂળ, ટીકા ને અર્થ સાથે છપાયેલ છે પૂજામા ૪૫૨ કહેલ છે તે ભૂલ છે, ત્યા ૪૯૨ જોઇએ

પ્રશ્ન ૨૩૩–સદરહુ પૂજામાજ ૧૭ મી સમાધિપદની પૂજા છે, તે સમાધિ શબ્દનો અર્થ શુ સમજવો ? સમાધિ શબ્દ ને સામાયિક શબ્દ એક અર્થવાચક છે ? અને અન્ય મતમા સમાધિ કહે છે ને આપણે કહીએ છીએ તે સમાધિ એક જાતનીજ છે કે તેમા ભેદ છે ?

ઉત્તર–એ પદનુ બીજુ નામ સયમપદ છે એ પૂજા માજ સમાધિ શબ્દની વ્યાખ્યા આપી છે સમાધિના દ્રવ્યસમાધિ ને ભાવસમાધિ એવા બે પ્રકાર છે સામાયિક ને

સમાધિ શબ્દ એકાર્થવાચક નથી પરંતુ અમુક હદે સામાયિક સમાધિરૂપ થાય છે અન્યમતવાળા સમાધિ ચડાવવાની કહે છે તેમા ને આપણે કહીએ છીએ તે સમાધિમા બહુ જુદાપણું છે

પ્રશ્ન ૨૩૪–ગૌતમસ્વામીનો રાસ હાલ પ્રવૃત્તિમા છે તેજ છે કે બીજો પણ છે? હાલ છે તેના કર્ત્તા કોણ છે? તેમા ઓછીવત્તી ગાથાઓ દેખાય છે તો મૂળ કર્ત્તાની કરેલી ગાથા કેટલી છે? તેના કર્ત્તા ક્યારે થયા ને તેણે શુ શુ બનાવેલુ છે?

ઉત્તર–ગૌતમસ્વામીનો રાસ હાલ પ્રવૃત્તિમા છે તે શિવાય બીજો જોવા કે જાણવામા આવ્યો નથી હાલ છે તે અમે અર્થ સાથે છપાવેલ છે તેના કર્ત્તા ઉદયવંત મુનિ ( અથવા વિજયપ્રભ કે વિનયપ્રભ ) ૧૪૧૨ મા થયેલા છે એમ તેમા જણાવેલુ છે છેલી ઢાળમા કેટલીક ગાથાઓ ક્ષેપક દેખાય છે એના કર્ત્તાએ બીજુ શુ શુ બનાવ્યુ છે તે જાણવામા નથી

પ્રશ્ન ૨૩૫–મહાવીરસ્વામીના હસ્તદીક્ષિત શિષ્યો કેટલા હતા? તેના નામ અને તેની કૃતિઓના નામો કયાથી મળી શકશે? હસ્તદીક્ષિત એટલે શુ? એ બધા શિષ્યના આયુષ્ય, સમય વિગેરે શેમા કહેલ છે?

ઉત્તર–મહાવીરસ્વામીના હસ્તદીક્ષિત ૧૪૦૦૦ મુનિએ કહેલા છે તે દરેકે એકેક પ્રકીર્ણ ( પયન્નો ) બનાવ્યાનુ કહેવાય છે ગણધર મહારાજા તો ચૌદહજારના સ્વામી છે હસ્તદીક્ષિત એટલે પ્રભુની પાસે મહાવ્રત ઉચ્ચરેલા તે એમ ગણધર મહારાજ મુખ્ય છે એ બધા મુનિઓના નામ, સમય

આયુષ્ય, એમની કૃતિના નામ વિગેરે મળી શકવાનો સભવ નથી ૧૪૦૦૦ પયન્ના પણ મળતા નથી, તેમાથી માત્ર જુજ મળે છે

શ્રી ધર્મદાસગણિ ઉપદેશમાળાના કર્ત્તા પ્રભુના હસ્ત દીક્ષિત હતા એમ પ્રસિદ્ધિમા આવેલ છે

પ્રશ્ન ૨૩૬–આપણા દેરાસરોમા છડી ને અબ્દાગિરિ રાખવામા આવે છે ને તેનો વરઘોડામા ઉપયોગ કરવામા આવે છે તો તે રાખવાનુ શુ પ્રયોજન છે? અને અબ્દાગિરિમા બે બાજુ સૂર્યચદ્રનુ ચિન્હ હોય છે તે શુ સૂચવે છે? અબ્દાગિરિનો અર્થ શુ છે?

ઉત્તર–એ બંને રાજ્યના ચિન્હો છે પરમાત્મા દેવાધિદેવ (રાજાના રાજા) હોવાથી તેના વરઘોડામા તેનો ઉપયોગ કરવામા આવે છે તે શોભારૂપ છે સૂર્યચદ્રના ચિન્હ પણ શોભારૂપ છે અબ્દાગિરિનો અર્થ ધ્યાનમા નથી, તેને સૂર્યમુખી પણ કહે છે

પ્રશ્ન ૨૩૭–અન્ય દર્શનીઓમા શ્રાદ્ધ, યજ્ઞ વિગેરે ક્રિયાઓ કરવામા આવે છે, તેને લગતી આપણામા કોઇ ક્રિયાઓ છે? આપણે માતાપિતા વિગેરેની મરણતિથિએ આગીપૂજા વિગેરે કરાવીએ છીએ તેનો તાત્પર્ય શુ છે?

ઉત્તર–આપણામા શ્રાદ્ધ વિગેરેને લગતી ક્રિયાઓ નથી, તેમજ આપણી ને અન્ય મતીઓની માન્યતા તે બાબતમા તદ્દન જુદી છે તેઓ પુત્રાદિક જે કરે તે તેના માતાપિતાદિકને પહોચવાનુ માને છે, આપણે તેમ માનતા નથી આપણે તો જે મરણતિથિએ કરીએ છીએ, તે આપણા હિત માટે તેમજ

માતાપિતાના ઉપકારના સ્મરણાર્થે કરીએ છીએ એમ સમજીને કરવામા આવે તો તેમા દોષાપત્તિનો સભવ નથી કેટલીક વખત ચાલતી પ્રવૃત્તિને આધિન થઈને પણ કરવુ પડે છે

પ્રશ્ન ૨૩૮ બારે વ્રતના સબધમા અતિચાર ને અનાચાર કહેવાય છે તો તે બંનેમા શુ તફાવત છે ?

ઉત્તર–બારે વ્રત અથવા કોઇ પણ વ્રત, નિયમ, અભિગ્રહાદિ જે પ્રમાણે લેવામા–ગ્રહણ કરવામા આવેલ હોય તેથી વિપરીત કરવુ–તેનો તદ્દન ભગ કરવો તે અનાચાર કહેવાય છે અને તેમા કાઈ દોષ લગાડવો તેને–વ્રતના ભગાભગ સ્વરૂપને (દ્રવ્યથી ભગ ભાવથી અભગને) અતિચાર કહેવાના આવે છે

પ્રશ્ન ૨૩૯–શાતિસ્નાત્ર તેમજ અષ્ટોત્તરીસ્નાત્રાદિ પ્રસગે આપણે જુવાર વાવીએ છીએ, કેળના સ્થભો મગાવીને સિંહાસન ફરતા બાધીએ છીએ, તેનો હેતુ શો છે ? એમા જીવવિરાધનાનો સભવ છે કે નહીં ? અને એ અન્યમતીઓનુ અનુકરણ તો નથી ?

ઉત્તર–આ બાબત વિધિવિધાનમા પ્રવીણ શ્રાવકોને તેમજ મુનિઓને પૂછવા જેવી છે હુ તો માત્ર તેને શાસનની શોભાનો પ્રકાર સમજુ છુ જુવારા વાવવા તે વૃદ્ધિસૂચક છે તેમા ને કેળમા એકેદ્રિયની વિરાધનાનો સભવ છે, પણ તે ક્રિયાથી થતા લાભમાથી બાદ કરવાની છે લાભ ઘણો છે એમા ખાસ અન્યમતીનુ અનુકરણ નથી પ્રભુના જન્મસમયે પણ કેળના ઘર કરવામા આવે છે

પ્રશ્ન ૨૪૦–શાતિસ્નાત્રમા ને અષ્ટોત્તરી સ્નાત્રમા જે ગાથાઓ વિગેરે બોલવાના આવે છે તેનો હેતુ શો છે ? એ

રચના કોણે કરેલી છે ? અને તેની ૨૭ ને ૧૦૮ ની સખ્યાનુ કારણ શુ છે ?

ઉત્તર–એ બને સ્નાત્રમા બોલાતી ગાથાઓ વિગેરે વાચવાથી ને તેનો અર્થ વિચારવાથી તેનો હેતુ સમજી શકાય તેમ છે એ બને સ્નાત્ર જિનેશ્વરની ભક્તિના પ્રકૃષ્ટ હેતુભૂત છે એની ગુથણી ( રચના ) પૂર્વપુરૂષોએ કરેલી છે તેની ગુથણી કરનાર કર્ત્તાના નામ જાણવામા નથી એ બે સ્નાત્રમા અષ્ટોત્તરી સ્નાત્રની રચના પ્રાચીન છે, શાતિસ્નાત્રની અર્વાચીન છે સ્નાત્રોની સખ્યામા ૧૦૮ ની તો ઉત્કૃષ્ટ કહેલી છે ૨૭ ની તેના ચતુર્થાશ તરીકે તેના રચયિતાએ મુકરર કરેલી જણાય છે

પ્રશ્ન ૨૪૧–આપણે જિનમદિરે દર્શન કરવા જવાનુ મન કરીએ, પગ ઉપાડીએ ત્યાથી અમુક ઉપવાસનુ ફળ યાવત્ છેવટ સુધી વધતુ વધતુ ફળ કહેલુ છે, તો તેટલા પ્રમાણમા જ ફળ થવાનુ કારણ શુ ? અને તેથી વધતુ ઓછુ થાય કે નહીં ?

ઉત્તર–એ ફળ સામાન્ય મધ્યમવૃત્તિનુ સમજવુ તે કરતા ઓછુવત્તુ પણ અધ્યવસાય અનુસારે થાય

પ્રશ્ન ૨૪૨–દેરાસરમા દરરોજ સ્નાત્ર ભણાવવાની જરૂર છે ? અને સામાન્ય સ્નાત્ર, શાતિ સ્નાત્ર ને અષ્ટોત્તરી સ્નાત્ર શા શા હેતુએ ભણાવવામા આવે છે ? તે કોણ ભણાવી શકે ? સાધુ કે શ્રાવક ? ભણાવનાર કેવા હોવા જોઇએ ?

ઉત્તર–દરરોજ સ્નાત્ર ભણાવવુ તે પરમાત્માની વિશેષ ભક્તિ સૂચવે છે તે મહાલાભકારક છે શાતિ સ્નાત્ર ને અષ્ટોત્તરી સ્નાત્ર શાસનની ઉન્નતિ માટે કરાતા અષ્ટાન્હિકા

મહોત્સવને પ્રસંગે તેમજ પ્રતિષ્ઠાદિ પ્રસંગે ભણાવવામા આવે છે અને કોઈ સામુદાયિક વ્યાધિ ઉપાધિના પ્રસંગે અથવા વ્યક્તિના લાભ માટે-તેના નિવારણ માટે પણ ભણાવવામા આવે છે ઘણી વખત તેથી ઉપાધિઓ નાશ પામ્યાનુ તેમજ વ્યાધિઓ શાંત થઈ ગયાનુ જાણવામા છે એ ભણાવવાનો અધિકાર શ્રાવકનો છે સાધુ તે પ્રસંગે બોલવા વિગેરેમા ભાગ લઈ શકે તે સ્નાત્રોના ભણાવનાર શ્રાવક વિધિના સારી રીતે જ્ઞાતા હોવા જોઈએ અને સદાચારી જોઈએ

પ્રશ્ન ૨૪૩-શાંતિ સ્નાત્ર ને અષ્ટોત્તરી સ્નાત્રાદિ પ્રસંગે દેવોને નોતરવામા આવે છે, બલિબાકુળ ને નૈવેદ્યાદિ ધરવામા આવે છે, તો તે પ્રસંગે શુ દેવો આવતા હશે ? આવતા હોય તો કેવે સ્વરૂપે આવતા હશે ?

ઉત્તર-દેવો આવે કે ન આવે પણ વિધિમા બતાવ્યા પ્રમાણે વિધાન કરવામા આવે છે કદાચિત આવતા હોય તો ના કહેવાય નહી બાકી આપણે દેખીએ તેમ આવવાનો સંભવ નથી

પ્રશ્ન ૨૪૪-મુનિઓ ગોચરી કરવા જતી વખતે ગૌતમસ્વામીનુ નામ લે છે તેનુ શુ કારણ ? ગૌતમસ્વામીને અક્ષીણમહાનસી લબ્ધિ પ્રાપ્ત થઈ હતી તે જ્ઞાનના બળથી કે ક્રિયાના બળથી ?

ઉત્તર-ગૌતમસ્વામી મહાલબ્ધિવાન અને પુણ્યરત્ન હતા તેથી માંગળિક નિમિત્તે મુનિઓ તેમનુ નામ લે છે જેથી નિર્વિઘ્નપણે વિશુદ્ધ ગોચરીનો લાભ થઈ શકે ગૌતમસ્વામીને થયેલી લબ્ધિનુ ખાસ કારણ જણાવેલ નથી પરંતુ જ્ઞાનક્રિયાના સંયુક્ત બળથી થયેલી જણાય છે

પ્રશ્ન ૨૪૫–ધર્મના ચાર પ્રકાર દાન–શીલ–તપ ને ભાવ–એ પ્રમાણે કહેલ છે તે પ્રમાણે ક્રમ ગોઠવવાનુ કાઈ કારણ છે ? એમા દાન ધર્મની મુખ્યતા છે કે તપ ધર્મની મુખ્યતા છે ?

ઉત્તર–એ પ્રમાણે ક્રમ ગોઠવવાનુ ખાસ કારણ નથી, પરંતુ બુદ્ધિમાનો એના અનુક્રમને સકારણ સમજાવી શકે છે તીર્થ-કરોના ચરિત્રમા પ્રથમ સવત્સરી દાન, પછી ચારિત્ર અગીકાર તે શીલ, પછી કર્મ ખપાવવા માટે તપ અને પ્રાતે ભાવની વિશુદ્ધિથી ક્ષપકશ્રેણિ માડી ઘાતિકર્મ ખપાવી કેવળજ્ઞાન મેળવે છે તે ભાવ–આ ક્રમનુ કારણ સમજવુ, વળી જ્યા જે પ્રસગમા જે ધર્મનુ વર્ણન કરવામા આવે ત્યા તેની મુખ્યતા બીજા ધર્મોની સાપેક્ષ વૃત્તિએ કરવામા–કહેવામા આવે છે દરેક ધર્મ સસારથી પાર પમાડનાર છે તપની મુખ્યતા નિકાચીત કર્મો ખપાવવા માટે છે અને પ્રાતે અધ્યવસાયની વિશુદ્ધતારૂપ ભાવ ધર્મની મુખ્યતા છે યોગનિરોધરૂપ ઉત્કૃષ્ટ યથાખ્યાત ચારિત્રની પ્રાપ્તિ થવાથીજ જીવ મોક્ષે જાય છે

પ્રશ્ન ૨૪૬–અન્યમતના ઉપનિષદોમા ધર્મનુ, જગતનુ, દેવ વિગેરેનુ જે સ્વરૂપ કહ્યુ છે તેમા આપણુને મળતુ કેટલુ છે ને જુદુ પડતુ કેટલુ છે ? આપણામા ઉપનિષદો છે ?

ઉત્તર–મે ઉપનિષદો વાચ્યા નથી તેથી તેનામા ને આપણામા શુ ફેરફાર છે તે હુ સ્પષ્ટતાથી લખી શકુ નહીં બાકી મોટો ફેર તો જગતકર્ત્તા સબધી ને એકાત માન્યતા સબધી છે જૈનશાસ્ત્ર જગતકર્ત્તા કોઈ છેજ નહીં–હોઈ શકે નહીં એમ કહે છે અને સિદ્ધ કરે છે તે સાથે એકાતમા મિથ્યાત્વ કહે છે જૈનવાણી સ્યાદ્વાદ છે આપણામા પ્રકારાતરે અધ્યાત્મોપનિષદાદિ છે

પ્રશ્ન ૨૪૭–હસ સાચામોતીનો ચારો ચરે છે એમ અનેક ગ્રથો વિગેરેમા આવે છે તે સત્ય છે ?

ઉત્તર–એ પ્રમાણે હોવાનો સભવ છે નહીં તો એ પ્રમાણે કહેવાય કે લખાય નહીં. બાકી એવા હસો માનસરોવરપર હોવનો સભવ છે તે શિવાય કયા હશે તે કહી શકાય તેમ નથી અત્યારે પ્રસિદ્ધિવાળી દુનિયામા તો જણાતા નથી

પ્રશ્ન ૨૪૮–અન્યમતીની ગાયત્રી જેવો આપણામા કોઈ મત્ર છે ? ગાયત્રીમા શુ રહસ્ય રહેલુ છે ?

ઉત્તર–આપણો નવકારમત્ર સર્વ મત્રોમા પ્રધાન મત્ર છે જેથી આપણે ગાયત્રી જેવા બીજા મત્રની અપેક્ષા નથી ગાયત્રીનો મને અનુભવ નથી તેથી તેના રહસ્યને હુ લખી શકુ તેમ નથી

પ્રશ્ન ૨૪૯–અન્યમતવાળા ત્રણ ટક સધ્યા કરે છે તેના જેવી આપણામા કાઇ ક્રિયા છે ? સધ્યા શબ્દનો શુ અર્થ છે ?

ઉત્તર–આપણે ત્રિકાળ જિનપૂજા કરવી, ત્રિકાળ દેવવદન કરવુ, બે ટક આવશ્યક ક્રિયા કરવી એ ક્રિયાઓ ઘણી ઉચા પ્રકારની છે એમા બધો સમાવેશ છે સધ્યા શબ્દ સધી વાચક છે દિવસ ને રાત્રિની સધી, રાત્રિ ને દિવસની સધી અને પૂર્વાન્હ ને અપરાન્હની સધી હોવાથી સધ્યા ત્રણ પ્રકારની કહેવાય છે

પ્રશ્ન ૨૫૦–શ્રી ઋષભદેવ ચરિત્રમા સો પુત્રોને સો દેશો વહેચી આપ્યા તેના નામો આવે છે તેને મળતા આજે કોઈ કોઈ નામ દેખાય છે તે નામ પ્રથમનો દેશનાજ સાચુ હશે ?

પ્રશ્ન ૨૫૭–તદુળીઓ મચ્છ કોને કહે છે ?

ઉત્તર–એ તદુળ જેવડા શરીરવાળો ગર્ભજતિર્યચપચે- દ્રિય મચ્છ હોય છે, વજ્રઋષભનારાચ સઘયણી હોય છે તેનુ આયુષ્ય અતર્મુહૂર્તનુ હોય છે તેનો જન્મ મોટા મગરમચ્છની પાપણમા થાય છે તે મગરમચ્છના મુખમાથી એક પણ મત્સ્યને નીકળી જવા ન દેવાના ક્રૂર અધ્યવસાયથી મરણ પામીને સાતમી નરકે જાય છે

પ્રશ્ન ૨૫૮–હિંદુ શાસ્ત્રોમા પાચ પ્રકારની મુક્તિ માનેલી છે તેમ આપણામા મુક્તિના પ્રકારો જુદા જુદા કહ્યા છે ? કહ્યા હોય તો તે મેળવવાના ઉપાય શુ શુ કહેલ છે ? તે જણાવશો

ઉત્તર–જૈનોમા મુક્તિ એકજ પ્રકારની કહી છે તેની પ્રાપ્તિ સર્વ પ્રકારના કર્મોના ક્ષયથીજ થાય છે તે મેળવવાના માર્ગ તરીકે સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્ર કહેલા છે વિસ્તાર માટે તત્વાર્થાધિગમ વિગેરે જુઓ

પ્રશ્ન ૨૫૯–ગુજરાતમા બિલાડીના ટોપ ઘણી થાય છે તે શ્રાવ- કથી ખવાય કે નહીં ? અને તે જમીનમા થતી હોવાથી કદમૂળમા ગણાય કે નહીં ?

ઉત્તર–એ [illegible] , અનતકાયના કોઈ લક્ષણો ન હોવાથી તે કદમૂળમા [illegible] ગી તે ખાવાનો શ્રાવકને ખાસ નિષેધ નથી. તેમા [illegible] ત્પત્તિ થયેલ હોય તો ન ખવાય

પ્રશ્ન ૨૬ [illegible] તમા ઘણી ગુફાઓ છે, તેમા [illegible] છે, તો શુ બૌધધર્મના [illegible] હશે ? અને આપણી [illegible] ?

ઉત્તર–તકલી ફેરવી ન શકાય બીજુ વિશેષ ન આવડતુ હોય તો મનમા અથવા નવકારવાળીવડે નવકાર ગણે સ્કુલના પાઠ પણ કરી ન શકાય ધર્મસબધી પુસ્તક (બુક) વચાય

પ્રશ્ન ૨૫૪–સાધુઓ દારૂ તાડીનો નિષેધ કેવી રીતે કરી શકે?

ઉત્તર–ઉપાશ્રય વિગેરે યોગ્ય સ્થાનમા રહીને ઉપદેશદ્વારા તેનો નિષેધ કરે શ્રાવકો તો તે વસ્તુ તજેલાજ હોય, તેને પ્રેરણા કરી બીજાઓને બધ ઠરાવે

પ્રશ્ન ૨૫૫–સાધુ વહોરવા આવે ત્યારે ઘરમા શ્રાવકો ન હોય અને સાધ્વી આવે ત્યારે શ્રાવિકા ન હોય તો તેઓ શ્રાવિકા કે શ્રાવકને હાથે આહાર વહોરે કે શું કરે ?

ઉત્તર–દીર્ઘદૃષ્ટિએ વિચારીને યોગ્ય લાગે તેમ કરે, પાછા પણ વળીજાય પ્રાયે શ્રાવકની હાજરી તો ગોચરી વખતે ઘરમા હોતીજ નથી, પણ શ્રાવિકા એકલીજ હોય તો મુનિ ઘટિત જણાય તેમ કરે શાસ્ત્રાજ્ઞાનુસાર બે મુનિ સાથે વહોરવા ગયા હોય તો અડચણનુ કારણ નથી

પ્રશ્ન ૨૫૬–તેરાપથીમા મુખ્ય કોણ થયેલ છે? તેના પથનુ સ્વરૂપ શુ છે?

ઉત્તર–એ પથ સ્થાનકવાસીમાથી નીકળેલ છે ભીખમે ચલાવેલ છે એની માન્યતા શું છે? તે સવિશેષપણે હુ જાણતો ન હોવાથી લખી શકતો નથી એને માટે 'તેરાપથમતસમીક્ષા' નામની બુક છપાયેલ છે તે વાચો મરતા પશુ કે મનુષ્યને બચાવવાની તેઓ ના પાડે છે તેને બચાવવાથી ત્યારપછી તે જીવ જે કર્મ બાધે તેના કારણિક બચાવનાર થાય છે એમ કહે છે

પ્રશ્ન ૨૫૭–તદુળીઓ મચ્છ કોને કહે છે ?

ઉત્તર–એ તદુળ જેવડા શરીરવાળો ગર્ભજતિર્યંચપચેન્દ્રિય મચ્છ હોય છે વજ્રઋષભનારાચ સઘયણી હોય છે તેનુ આયુષ્ય અતર્મુહૂર્તનુ હોય છે તેનો જન્મ મોટા મગરમચ્છની પાપણમા થાય છે તે મગરમચ્છના મુખમાથી એક પણ મત્સ્યને નીકળી જવા ન દેવાના ક્રૂર અધ્યવસાયથી મરણ પામીને સાતમી નરકે જાય છે

પ્રશ્ન ૨૫૮–હિંદુ શાસ્ત્રોમા પાચ પ્રકારની મુક્તિ માનેલી છે તેમ આપણામા મુક્તિના પ્રકારો જુદા જુદા કહ્યા છે ? કહ્યા હોય તો તે મેળવવાના ઉપાય શુ શુ કહેલ છે ? તે જણાવશો

ઉત્તર–જૈનોમા મુક્તિ એકજ પ્રકારની કહી છે તેની પ્રાપ્તિ સર્વ પ્રકારના કર્મોના ક્ષયથીજ થાય છે તે મેળવવાના માર્ગ તરીકે સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્ર કહેલા છે વિસ્તાર માટે તત્વાર્થાધિગમ વિગેરે જુઓ

પ્રશ્ન ૨૫૯–ગુજરાતમા લોયશીગ ઘણી થાય છે તે શ્રાવકથી ખવાય કે નહીં ? અને તે જમીનમા થતી હોવાથી કદમૂળમા ગણાય કે નહીં ?

ઉત્તર–એ વસ્તુમા અનતકાયના કોઈ લક્ષણો ન હોવાથી તે કદમૂળમા ગણાતી નથી તે ખાવાનો શ્રાવકને ખાસ નિષેધ નથી તેમા ત્રસ જીવની ઉત્પત્તિ થયેલ હોય તો ન ખવાય

પ્રશ્ન ૨૬૦–તાલધ્વજ પર્વતમા ઘણી ગુફાઓ છે, તેમા કેટલીક બૌધની છે એમ કહે છે, તો શુ બૌધધર્મના હિંદુસ્થાનના નિવાસના વખતમા તે કરાવી હશે ? અને આપણી ગુફાઓ છે તે શા ઉપયોગ માટે કરી હશે ?

ઉત્તર–ગુફા બે પ્રકારની હોય છે કેટલીક ગુફાઓ કુદરતી હોય છે ને કેટલીક કરાવેલી–સુધરાવેલી હોય છે બૌધધર્મના અર્હંતોના નિવાસ વખતે તેમણે પણ કરાવી હોય તો તે સભવિત છે આપણી ગુફાઓ મુનિઓને રહેવા, શ્રાવકોને વિસામો ખાવા તેમજ ધ્યાન ધરવાના ઉપયોગમા આવે છે

પ્રશ્ન ૨૬૧–દેવદેવી યક્ષ યક્ષણી વિગેરેની વિધિપૂર્વક આરાધના કરવામા આવે તો તે પ્રસન્ન થાય છે, વિઘ્ન વિદારે છે, આશા પૂરે છે આ ખરી વાત છે ? જો ખરી વાત હોય તો તેના મત્ર ને વિધિ વિગેરે જણાવશો

ઉત્તર–એ વાત ખોટી નથી, બાકી કેટલીક જગ્યાએ એમા અસત્ય વાત પણ મહત્વ બતાવવા માટે લોડાવવામા આવે છે તેના વિધિવિધાનની મારી માહિતી નથી ઇચ્છકે તેના જાણનારાઓને મળી ધારણા પૂરી પાડવી.

પ્રશ્ન ૨૬૨–સૂર્ય અમુક જગ્યાએ વહેલો ઉગે છે, અમુક જગ્યાએ મોડો ઉગે છે તેનુ શુ કારણ ? શુ પૃથ્વી ગોળાકાર હોવાથી તેમ થાય છે ?

ઉત્તર–આ બાબત બહુ વિવાદાસ્પદ છે તે માટે શાસ્ત્રનો તેમજ બીજી બાબતનો બહુ અનુભવ કરવાની જરૂર છે તે શિવાય તેનો નિર્ણય કરી ઢે બતાવી શકાય તેમ નથી બાકી જમીનના ઉંચાણુનીચાણુને કારણે તેમજ દિશાના કારણે તેમ થવા સભવ છે સૂર્ય નિષધપર્વતપર ઉગી જગતી ઉપર ફરતો જાય છે તેમ આગળ આગળ દેખાતો જાય છે તે વખતે તેઓ ઉદય થયાનુ માને છે, વહેલામોડાપણુ પણ તેથી થાય છે

પ્રશ્ન ૨૬૩–જ્ઞાનવિમળસૂરિની કેટલીક કૃતિમા નય એવુ નામ પણ આવે છે તો શુ તેમના બે નામ હતા ?

ઉત્તર–જ્ઞાનવિમળ ને નયવિમળ એવા બે નામ તેમના હતા

પ્રશ્ન ૨૬૪–જેમ પદ્મવિજયજી, વીરવિજયજી વિગેરેની બે ત્રણ ચોવીશીઓ છપાયેલ છે તેમ બીજા મુનિઓની કરેલી લભ્ય છે ? તે ચોવીશીઓ છપાયેલ છે ?

ઉત્તર–ચોવીશીઓ ઘણી છે અને તે ચોવીશી વીશી મધ્ય હમા મોટી સખ્યામા છપાયેલ છે તદુપરાત પણ બીજી છે

પ્રશ્ન ૨૬૫–તીર્થંકરો ને કેવળીઓને જુદા જુદા વૃક્ષો નીચે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે તો તે શુ વૃક્ષોની મહત્તા સૂચવે છે ? તેવા વૃક્ષો કેટલા છે ?

ઉત્તર–ઉત્તમ વૃક્ષોની નીચે બેઠા અથવા ઉભા હોય ત્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે, એમા કાઇ ખાસ વૃક્ષની મહત્તા નથી પણ તે તે વૃક્ષ નીચે પ્રભુના કેવળજ્ઞાન પામવાથી તે વૃક્ષની મહત્તા થાય છે એવા વૃક્ષોના નામો કાઈ મુકરર કરેલા નથી

પ્રશ્ન ૨૬૬–તીર્થંકરોને કેવળજ્ઞાન ધ્યાનમા વર્તતાં થતુ હશે કે ધ્યાન શિવાયની સ્થિતિમા થતુ હશે ?

ઉત્તર–શુક્લધ્યાનના પહેલા બે પાયા બારમે ગુણઠાણે હોય છે બીજો પાયો ધ્યાતા કેવળજ્ઞાન થાય છે પછી તેરમુ ગુણઠાણુ પામી ધ્યાનાતર દશામા વર્તે છે બાકીના બે પાયા તેરમાને અતે અને ચૌદમે ગુણઠાણે ધ્યાય છે પછી અયોગી થઇને મોક્ષે જાય છે

પ્રશ્ન ૨૬૭–સમાધિ મરણ ને અનશન બે એકજ કે જુદા જુદા છે ?

ઉત્તર–જુદા જુદા છે અનશન તો મૃત્યુ અગાઉ અમુક દિવસો સુધી ચાર આહારનો ત્યાગ કરવો તેનુ નામ છે અને સમાધિમરણ તો દુર્ધ્યાનમા નહીં વર્તતા પરમાત્માનુ ધ્યાન કરતા મરણુ પામવુ તેનુ નામ છે સમાધિ મરણુ માટે પ્રથમની તૈયારીરૂપ અનશન છે અનશનના પણ જુદા જુદા પ્રકાર છે તે પ્રથમ બતાવેલા છે

પ્રશ્ન ૨૨૮–નવા ચોપડામા વહીપૂજન વખતે બાહુબળિનુ બળ હજો વિગેરે લખાય છે તેનુ શુ કારણુ ? તેમ લખવાથી લાભ શુ ?

ઉત્તર–એમ લખવાની પૂર્વપુરૂષોએ (ગૃહસ્થોએ) પ્રવૃત્તિ પાડેલી છે તેમાં નવા વષ માટે સારી આશા બાધવામા આવે છે અને તે નિમિત્તે એ ઉચ્ચકોટિના પુરૂષોનુ નામસ્મરણુ ને આલેખન થાય છે એ લાભ છે એમ લખવાની શરૂઆત કયારે થઇ તે જાણુવામા નથી

પ્રશ્ન ૨૬૯–તીર્થંકરોની જન્મભૂમિના નગરો કે ગામો બધા અત્યારે વિદ્યમાન છે ? જો હોય તો તે હિંદુસ્થાનમાજ છે કે તેની બહાર છે ? હિંદુસ્થાનમાજ હોય તો તેનુ કારણુ શુ ?

ઉત્તર–બધી જન્મભૂમિઓ અત્યારે વિદ્યમાન નથી જે છે તે હિંદુસ્થાનમાજ છે તેનુ કારણુ તીર્થંકરાદિ ઉત્તમ પુરૂષો મધ્યખંડમાજ ઉત્પન્ન થાય છે તે છે હાલ છે તે નગરીઓ પણુ અસલ જન્મભૂમિવાળીજ છે એમ ચોક્સ કહી શકાય નહીં. નામ ને સ્થળમા ફેરફાર થાય છે

પ્રશ્ન ૨૭૦–સમુર્છિમ મનુષ્યો કોને કહેવા ? તે કયા ઉપજે છે ? અને તેનુ આયુષ્ય કેટલુ હોય છે ?

ઉત્તર–સમુર્છિમ મનુષ્ય ગર્ભજ મનુષ્યના ચૌદ સ્થાનકો વિષ્ટા, મુત્ર, વીર્ય વિગેરેમા ઉત્પન્ન થાય છે, તે ચર્મચક્ષુથી દેખાતા નથી તેનુ શરીર અગુળના અસખ્યાતમા ભાગનુ અને આયુષ્ય અતર્મુહુર્ત્તનુ હોય છે તે અપર્યાપ્ત અવસ્થામાજ મરણ પામે છે તેને ૭-૮ પ્રાણ હોય છે,

પ્રશ્ન ૨૭૧–તીર્થકરોએ આર્યભૂમિમાજ વિહાર કર્યો છે કે અનાર્યભૂમિમા પણ કર્યો છે ?

ઉત્તર–પ્રાયે અનાર્યભૂમિમા વિહાર કરતાજ નથી વીરપ્રભુ કેમ ખપાવવા માટે અનાર્યભૂમિમા છદ્મસ્થપણામા ગયા છે

પ્રશ્ન ૨૭૨–આખા ફળને કાપવામા આપણી સ્ત્રીઓ વધારે પાપ સમજે છે તેથી બનતા સુધી કાપતી નથી તે ઠીક છે ?

ઉત્તર–આખા ફળ કાપવાથી દોષ વધાર લાગે છે તે ખરી વાત છે, કારણ કે તેમ કરવાથી ફળ સબધી જીવનો તાત્કાળિક વિનાશ થાય છે

પ્રશ્ન ૨૭૩–આપણામા સતિ થવનો એટલે પતિ પાછળ બળી મરવાનો રિવાજ પ્રથમ હતો ? જૈનશાસ્ત્રમા તેને માટે નિષેધ કર્યો છે કે નહીં ? તેમ કરનારની ધારણા સફળ થતી હશે ?

ઉત્તર–જૈનવર્ગમા તે પ્રવૃત્તિ હતીજ નહીં જૈનશાસ્ત્રમા આપઘાત કરવાનો સર્વથા નિષેધ છે તેમા તેનો સમાવેશ થઇ જાય છે અને તેમ કરનારની ધારણા સફળ થવાનો સભવ નથી એ એક પ્રકારનુ નિયાણુ છે

પ્રશ્ન ૨૭૪–ચક્રવર્તી, વાસુદેવ પ્રતિવાસુદેવ શબ્દના અર્થ શુ ? ઉત્તર–ચક્ર નામનુ આયુધ જેને છે તે ચક્રવર્તી વાસુદેવ,

પ્રતિવાસુદેવ અને બળદેવ શબ્દના અર્થ જાણવામા કે વાચ વામા આવેલ નથી

પ્રશ્ન ૨૭૪—નાગાર્જુન કયારે થયા છે ? નાગકેતુ ને તે એક કે બીજા ?

ઉત્તર—નાગાર્જુનની હકીકત ઉપદેશપ્રાસાદમાથી લક્ષ્ય થતા જૈનધર્મ પ્રકાશ પુ૦ ૪૬ પૃષ્ટ ૪૦૭ ઉપર આપેલ છે તે વાચો.

નાગકેતુને અને નાગાર્જુનને સબધ નથી

પ્રશ્ન ૨૭૫—અશોક અથવા આસોપાલવના વૃક્ષમા એવી શુ વિશિષ્ટતા છે કે જેથી તેની નીચે દીક્ષા વિગેરે ક્રિયાઓ કરવામા આવે છે ?

ઉત્તર—તીર્થંકરના આઠ પ્રાતિહાર્યમા અશોક વૃક્ષ છે તેથી જ તેની શ્રેષ્ઠતા સિદ્ધ થયેલી છે અને તે માટેજ તે વૃક્ષ નીચે દીક્ષાદિ ધર્મ ક્રિયાઓ કરવામા આવે છે

પ્રશ્ન ૨૭૬—પ્રાતિહાર્ય શબ્દનો અર્થ શુ ?

ઉત્તર—પ્રતિહારી—દ્વારપાળ જેમ નિરતર તેના માલેકની પાસેજ રહે છે તેમ જે તીર્થંકરોની પાસેજ નિરતર રહે છે તે પ્રાતિહાર્ય કહેવાય છે કેવળજ્ઞાન પામ્યા પછી નિરતર આઠ પ્રાતિહાર્યો તો પ્રભુની સાથેજ હોય છે

પ્રશ્ન ૨૭૭—દેશાવગાસિક એટલે શું ?

ઉત્તર—ખાસ કરીને દિશાઓનુ ચારે દિશાએ જવા આવ વાનુ પરિમાણ કરવુ તે દિશાવગાસિક કહેવાય છે, પરન્તુ ઉપ લક્ષણથી તેમા ચૌદ નિયમોનો સમાવેશ કરવામા આવ્યો છે દિશાનુ પ્રમાણ કરવા ઉપરાત એક સામાયિકથી વધતા વધતા દશ સામાયિક એક દિવસમા કરવામા આવે છે એને શ્રાવકનુ

દશનુ મત કહે છે બીજી રીત પણ છે

પ્રશ્ન ૨૭૮–પર્યુષણ પહેલા મુનિરાજ લોચ કરાવી લે છે તેનુ શુ કારણ ?

ઉત્તર–કલ્પસૂત્રની સમાચારી વિગેરેમા એવી આજ્ઞા છે તેથી કરાવી લેય છે જૈન માર્ગ આજ્ઞાપ્રધાન છે

પ્રશ્ન ૨૭૯–આર્દ્રાનક્ષત્ર બેસે ત્યારથી કેરી ખાવાનો નિષેધ કર્યો છે તેનુ શુ કારણુ ? એ નક્ષત્ર બેસતા કેરીની જેમ બીજા કોઇ ફળ ઉપર અસર થતી નથી ?

ઉત્તર–આર્દ્રા બધા નક્ષત્રો પૈકીનુ એક નક્ષત્ર છે તે બેસતા આપણા પ્રદેશમા કેરીમા જીવોત્પત્તિ થવાનો સભવ થાય છે બીજા ફળ માટે શાસ્ત્રમા કહેલુ વાચવાના આવ્યુ નથી, તેથી કહી શકાય નહી

પ્રશ્ન ૨૮૦–આર્દ્રાનક્ષત્રથી કેરી બધ કરવાનુ દેશવિશેષ કહેલુ છે કે સર્વ દેશ માટે કહેલ છે ?

ઉત્તર–સર્વ દેશ માટે કહ્યાનુ જણાતુ નથી, કારણ કે જ્યા આર્દ્રા પછી શ્રાવણમાજ કેરી પાકતી હોય ત્યા જીવોત્પત્તિ થવાનો સભવ જણાતો નથી એટલે તે ત્યાજ્ય થતી નથી

પ્રશ્ન ૨૮૧–આપણામા ને અન્યમતમા નક્ષત્રો એક સરખાજ કહેલા છે કે તેમા કાઈ ફેરફાર છે ?

ઉત્તર–એક સરખાજ કહેલા છે

પ્રશ્ન ૨૮૨–આપણામા ત્રણ ચોમાસી ચૌદશો મોટી કહી છે, તેને ઋતુઓના ફેરફાર સાથે સબધ છે કે બીજુ કાઇ કારણ છે ?

ઉત્તર–ખાસ કરીને ત્રણ ચોમાસાના પ્રારભ સાથેજ તેને સબધ છે બાકી શિત, ઉષ્ણ ને વર્ષાઋતુનો પણ તેથી ભેદ પડે છે

પ્રશ્ન ૨૮૩–આપણામા નવુ વર્ષ ચૈત્ર શુદિ ૧થી બેસતુ હતુ તો ચોમાસાનો ફેરફાર તે પ્રમાણે કેમ કરવામા આવ્યો નહીં હોય ?

ઉત્તર–ચૈત્ર શુદિ ૧ થી વર્ષના ફેરફાર સાથે જૈનધર્મને સબધ નથી તે ફેરફાર તો દેશવિશેષે છે અને ચોમાસાનો સબધ તો ઋતુઓના ફેરફાર સાથે સર્વત્ર છે

પ્રશ્ન ૨૮૪–મહિનાઓના નામ શા ઉપરથી પડેલા છે ? અને તે આપણામા ને બીજામા એક સરખાજ છે કે ફેરફાર છે ?

ઉત્તર–મહિનાઓના નામો નક્ષત્રો ઉપરથી પડેલા છે અને તે નામો પ્રાયે બધામા સમાનજ છે જૈન ગ્રથોમા તેના બીજા નામો કહેલા છે પણ તે પ્રવૃત્તિમા નથી

પ્રશ્ન ૨૮૫–ઇદ્રભૂતિ ( ગૌતમ ) જે મહાવીર પ્રભુના પ્રથમ ગણધર થયા છે તે હકીકતને અન્ય ધર્મના શાસ્ત્રો ટેકો આપે છે કે નહિ ?

ઉત્તર–અન્ય ધર્મના શાસ્ત્રોમા એ હકીકત છે કે નહીં તે મારા જાણવામા નથી પરતુ બહુધા તે હોવાનો સભવ ઓછો છે

પ્રશ્ન ૨૮૬–ઇદ્રભૂતિએ વીર પરમાત્મા પાસે દીક્ષા લીધી ત્યારે તેમની ઉમર કેટલી હતી ? અને ત્યારઅગાઉ તેણે બ્રાહ્મણ ધર્મનુ આરાધન કેટલા વષ કર્યું હતુ ?

ઉત્તર–ઇદ્રભૂતિનુ આયુષ્ય ૯૨ વર્ષનુ હતુ ૫૦ વર્ષની વયે વીરપ્રભુ પાસે દીક્ષા લીધી હતી, ૩૦ વષ છદ્મસ્થપણે વિચર્યા હતા અને ૧૨ વર્ષ કેવળીપણે વિચર્યા હતા પ્રથમના ૫૦ વર્ષ બ્રાહ્મણ ધર્મ પાળ્યો હશે

પ્રશ્ન ૨૮૭–ઇદ્રભૂતિ સાથે બીજા પણ ૧૦ વિદ્વાનો હતા

કે જેમણે વીરપ્રભુ પાસે દીક્ષા લીધી હતી તેમના નામો પ્રથમ ને પછી એકજ હતા કે કેમ? અને તેમણે પણ પ્રથમ તો બ્રાહ્મણ ધર્મજ પાળેલો છે કેમ?

ઉત્તર–તેમના નામોમા ફેરફાર કરવામા આવેલ નથી તેઓ પણ બધા પ્રથમ બ્રાહ્મણ હતા તે બધાનુ વિશેષ ચરિત્ર કલ્પસૂત્રાદિકમાથી જાણી લેવુ નામનો ફેરફાર કરવાની પ્રવૃત્તિ પાછળથી શરૂ થયેલી જણાય છે

પ્રશ્ન ૨૮૮–ઋષભદેવ પ્રભુનુ ચરિત્ર ભાગવતપુરાણાદિમા આવે છે તે આપણને મળતુ છે કે ફેરફાર છે? અને તેનો સમય વિગેરે મળતુ આવે છે?

ઉત્તર–ચરિત્ર કે સમય મળતા આવતા નથી બહુ ફેરફાર આવે છે તેનુ સમાધાન થઈ શકે તેમ નથી

પ્રશ્ન ૨૮૯–સૂર્યના સહસ્ત્ર નામો ક્યાથી મળી શકશે? એ નામોવડે તેનો જાપ કરવાથી શુ લાભ થાય?

ઉત્તર–જૈનશાસ્ત્રમા સૂર્યને સહસ્ત્રનામીની ઉપમામાત્ર આપી છે જૈનોમા તે નામોવાળુ સ્તોત્ર નથી તેના સ્તોત્રથી લાભ તો ઐહિક થાય, પારલૌકિક થઈ ન શકે એના સહસ્ત્ર નામનુ સ્તોત્ર અન્યમતમા છે

પ્રશ્ન ૨૯૦–ભાનુચદ્ર ઉપાધ્યાયે બીજામતી સાથે વાદ કરી તેને જીત્યા છે, એ બીજામતીનો મત શુ હતો? ભાનુ ચદ્ર મુનિ હતા કે યતિ હતા?

ઉત્તર–બીજામતી હાલમા કોઈ નથી એટલે તેનો મત શુ હતો તે જાણવાનુ કારણ રહેતુ નથી ભાનુચદ્ર મુનિ હતા ઉપાધ્યાય પદ પામેલ હતા

પ્રશ્ન ૨૯૧–આચાર્ય ને ગચ્છનાયકમા શુ ફેર ?

ઉત્તર–એક ગચ્છમા આચાર્યો ઘણા હોઇ શકે પણ ગચ્છ નાયક એકજ હોય એ તેમા ફેર સમજવો

પ્રશ્ન ૨૯૨–વાચક ને ઉપાધ્યાયમા શુ ફેર ?

ઉત્તર–એ બે શબ્દ એકાર્થવાચક છે હાલમા ઉપાધ્યાય શબ્દ વધારે પ્રચલિત છે, વાચકપદ બધ કરેલ નથી

પ્રશ્ન ૨૯૩–ભગવતિસૂત્રમા ગોયમ શબ્દ કેટલીવાર આવે છે ? તેવા દરેક શબ્દે સગ્રામસોનીએ સોનામહોર મૂકીને ગોયમપદની પૂજા કરી છે તે સગ્રામસોની કોણ હતા ? અને કયાના નિવાસી હતા ?

ઉત્તર–ગોયમ નામ ૩૬૦૦૦ વાર આવે છે સગ્રામસોની જૈન હતા તેણે ૩૬૦૦૦ સોનામહોર મૂકી હતી એ સોનામહોરોની શાહી બનાવી તે શાહીવડે કલ્પસૂત્રમૂળ વિગેરેની અનેક પ્રતો લખાવી હતી તેને માટે સગ્રામસોનીની સઝાય વાચવી પેથડદેવે પણ તે પ્રમાણે સોનામહોર મૂકીને ભગવતિસૂત્ર સાભળ્યાનુ ઉપદેશતરગીણિમા કહ્યુ છે

પ્રશ્ન ૨૯૪–મુનિરાજને પ્રથમ પડિતપદ આપવામા આવતુ હતુ તે હાલ કેમ આપવામા આવતુ નથી ? કયારથી બધ થયેલ છે ?

ઉત્તર–પન્યાસપદ અપાય છે તેજ પડિતપદનું બીજુ નામ છે

પ્રશ્ન ૨૯૫–નદીમહોત્સવ એટલે શુ ? નદી કોને કહે છે ?

ઉત્તર–નદી નામ સમવસરણનું છે સમવસરણના આકારના કગરાએ ભરેલા ચાર પડદાવાળી નદી બનાવવામા આવે છે તેની ઉપર ચૌમુખ બિબ પધરાવે છે અને તેની સન્મુખ ઉપધાનની,

ચોમની, માળારોપણની, વ્રતારોપણની વિગેરે ક્રિયાઓ કરવાય છે તેવી નદીનો મહોત્સવ તે નદીમહોત્સવ કહેવાય છે

પ્રશ્ન ૨૯૬–સૂરિમંત્રનો જાપ શા માટે કરવામા આવે છે? તે મુનિજ કરે કે શ્રાવકથી થઈ શકે? એનો જાપ કરવાથી શુ ફળપ્રાપ્તિ થાય ?

ઉત્તર–સૂરિમંત્રનો જાપ મુનિજ કરી શકે તેમા પણ આચાર્યપદની પ્રાપ્તિવાળા મુનિજ તેનો જાપ કરે છે તેના ફળ વિગેરેની વિશેષ હકીકત જાણવાની ઇચ્છા હોય તો તેના જાણકારને રૂબરૂ મળવુ

પ્રશ્ન ૨૯૭–ઋષિમંડળ સ્તોત્રમા શુ કહેલુ છે? એના જાપથી શુ લાભ થાય? એ સ્તોત્ર શ્વેતામ્બર આમ્નાયનુ છે કે દિગમ્બર આમ્નાયનુ છે?

ઉત્તર–ઋષિમંડળ સ્તોત્ર અનેક પ્રકારના મંત્રાક્ષરયુક્ત છે તે વાચવાથી સમજી શકશો તેનો જાપ કરવાથી લાભ થવાનુ તેમા બતાવેલુ છે એ સ્તોત્ર શ્વેતામ્બર આમ્નાયનુ છે બીજુ એક તેજ નામનુ પ્રકરણ છે તેમા અનેક ઉત્તમ મુનિઓના નામો છે તેની ટીકામા તે સર્વના ચરિત્રો છે ભાષાંતર થયેલ છે

પ્રશ્ન ૨૯૮–આગળના વખતમા આચાર્યપદ આપતી વખત નામ ફેરવી નાખતા હતા અને હાલ તો શબ્દજ ફેરવે છે તેનુ શુ કારણ?

ઉત્તર–આગળના વખતમા દીક્ષા દેતી વખત પ્રાયે નામ ફેરવતા નહોતા ત્યારે આચાર્યપદ આપતી વખત ફેરવતા હતા હાલ દીક્ષા દેતી વખત નામ નવુ પાડે છે, તેથી આચાર્યપદ આપતા માત્ર શબ્દજ ઉલટપાલટ કરવામા આવે છે

પ્રશ્ન ૨૯૯—યોગશાસ્ત્રના એક શ્લોકના ૧૦૦ અર્થ કર્યા છે તે કયા શ્લોકના અને તેના કર્તા કોણ? તેમજ તે ગ્રંથનું નામ શું?

ઉત્તર એક સંસ્કૃત શ્લોકના ને એક માગધી ગાથાના સો સો અર્થ કરેલા છે તેના નામ શતાર્થી છે તેના કર્તા વિગેરેના નામો આ પ્રમાણે છે —

परिग्रहारंभमग्नास्तारयेयु कथं परान् ।
स्वयं दरिद्रो न परमिश्वरीकर्तुमीश्वरः ॥ १० ॥

પ્રકાશ બીજો

આના સો અર્થ કરનાર શ્રી માનસાગર ઉપાધ્યાય છે

नोसमयमूलजाल, पुव्वरिसिविरज्जिय जइ वत ।
अ्थ वहसि अणत्थ, कीम अणत्थ तव चरसि ॥ ८२ ॥

ઉપદેશમાળા

આના ૧૦૦ અર્થ કરનાર શ્રી ઉદયધર્મગણિ છે

સોમપ્રભાચાર્યે પણ પોતાનાજ કરેલા એક શ્લોકના ૧૦૦ અર્થ કર્યા છે

પ્રશ્ન ૩૦૦—નવકારમંત્રનો વિશેષ જાપ કરનારને શું ક[illegible] પ્રાપ્ત થાય છે?

ઉત્તર—નવકારમંત્રનો નવલાખ જાપ કરનાર નરકમાં જ[illegible] નથી આ સિવાય બીજી પણ નવકારના જાપ સંબંધી લાભ લગતી હકીકત નમસ્કાર મહાત્મ્ય છપાયેલ છે તેમાં છે

પ્રશ્ન ૩૦૧—શ્રી મુનિ સુંદરસૂરિ સહસ્રાવધાની કહેવાતા હ[illegible] એટલે શું સમજવું? એમ અભ્યાસથી કરી શકતા હતા ક્ષયોપશમથી?

ઉત્તર—એકમાથે હજાર વાતમા—શબ્દમા—અર્થમા ધ્યાન આપી શકે તે મહસ્રાવધાની કહેવાય છે એ શક્તિ જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથીજ પ્રાપ્ત થાય છે અભ્યાસની તો ખાસ જરૂર છે

પ્રશ્ન ૩૦૨—શૈલેશીકરણ એટલે શુ ?

ઉત્તર—એ કરણ ચૌદમે ગુણઠાણે થાય છે તેને માટે કર્મ-ગ્રથમા કહ્યુ છે કે ચૌદમે ગુણઠાણે યોગનો રોધ કર્યા પછી શૈલેશીકરણ થાય છે તે વખતે આત્મા શૈલેશ જે મેરૂ તેની જેવો સ્થિર થઈ જાય છે

પ્રશ્ન ૩૦૩—વીરપરમાત્માની પછી પાચમા આરામા ૨૩ ઉદય થવાના છે અને ૨૦૦૪ યુગપ્રધાન થવાના છે એમ કહેલ છે તો તે સબધી વિશેષ હકીકત શેમાથી મળશે? અને હાલ તે ૨૩ પૈકી કયો ઉદય ચાલે છે? અને કેટલા યુગપ્રધાન થઇ ગયા છે? હાલ કોઈ છે?

ઉત્તર—એ સબધી યુગપ્રધાનગડિકા નામના પ્રકરણમાથી વધારે હકીકત મળશે હાલ ત્રીજો ઉદય કહી શકાય યુગપ્રધાન સબધી કાઈપણ નિશ્ચિત કહી શકાય તેમ નથી હાલ તો કોઈ યુગપ્રધાન જણાતા નથી

પ્રશ્ન ૩૦૪—સૂક્ષ્મસપાતિમ જીવ કોને કહેવા ?

ઉત્તર—ઝીણા વિકળેદ્રિય જીવો જેઓ ઉડી ઉડીને પ્રવાહી પદાર્થમા તેમજ દીવામા પડે છે તે સૂક્ષ્મ સપાતિમ કહેવાય છે એનો પ્રચાર રાત્રિએ બહુ વિશેષ હોય છે તેજ કારણથી રાત્રિભોજન વિશેષે ત્યાજ્ય ગણાય છે

પ્રશ્ન ૩૦૫—વીરપ્રભુએ મેરૂપવતને પણ કપાવ્યો એ વાત ખરી છે? જો ખરી હોય તો તે કેવી રીતે બની શક્યુ હશે?

ઉત્તર–આત્માની અનંત શક્તિ હોવાથી શરીરદ્વારા એ પ્રમાણે કરી શકાય છે વળી તીર્થંકર તો અતુલિબળ કહેવાય છે એટલે એમા શંકા કરવા જેવુ નથી

પ્રશ્ન ૩૦૬–આત્મા અસંખ્યાત પ્રદેશી કહેવાય છે એટલે શુ સમજવું?

ઉત્તર–આત્મદ્રવ્યના ( એક જીવના ) અસંખ્યાત પ્રદેશો વિભાગો કેવળીની દૃષ્ટિએ સમજી શકાય છે તે જુદા પડતાજ નથી તેનો સંકોચવિકોચ પામવાનો સ્વભાવ છે એક જીવ અંગુળના અસંખ્યાતમા ભાગમા પણ સંકોચાઇને રહી શકે છે અને તેજ જીવ વિસ્તાર પામતા એક હજાર યોજનના કે લાખ યોજનના શરીરમા પણ વ્યાપી શકે છે અને કેવળી સમુદ્ઘાત વખતે સમગ્ર લોકવ્યાપી પણ થઈ શકે છે

પ્રશ્ન ૩૦૭–યોગની આઠ દૃષ્ટિઓ કઈ છે? અને તે આત્માની લબ્ધિઓ તરીકે ગણાય છે તે કે જુદી છે ?

ઉત્તર–એ આત્માની શક્તિ (લબ્ધિ)નો કહેવાય, પણ તેનો વિષય આમ જુદો છે તેને માટે યોગદૃષ્ટિસમુચ્ચય અથવા આઠ દૃષ્ટિની સઝાય અર્થ સહિત છપાયેલ છે તે વાંચો તેના નામ મિત્રા, તારા, બળા, દીપ્રા, સ્થિરા, કાંતા, પ્રભા ને પરા–આ પ્રમાણે છે

પ્રશ્ન ૩૦૮–ફોનોગ્રાફ વિગેરે હાલમા જે નવી શોધો થઇ છે તે કોની શક્તિનુ પરિણામ છે ? આપણા શાસ્ત્રમા તેને માટે કાઇ કહ્યુ છે ?

ઉત્તર પુદ્ગળની જૈનશાસ્ત્રમા અચિંત્ય ને અનંત શક્તિ કહી છે તેના એ પરિણામ છે ફોનોગ્રાફ વિગેરેને માટે કાઇ લેખ ઉપલબ્ધ નથી પણ પુદ્ગળોથી અનેક પ્રકારો બની શકે એમ કહેલુ છે

પ્રશ્ન ૩૦૯—મોટર, એન્જીન વિગેરે કોની શક્તિનુ પરિણામ છે? એને માટે કાઈ હકીકત જૈનશાસ્ત્રમા ઉપલબ્ધ છે?

ઉત્તર-એ પણ પુદ્ગળ પરિણામ છે તેમજ જળ અને અગ્નિનુ પણ એમા મહાયકપણુ છે એ બાબત પ્રથમ કોઈ શાસ્ત્રમા કથન હોય તો કહી શકાય નહી હાલમા તો ઉપલબ્ધ નથી

પ્રશ્ન ૩૧૦—કર્મપ્રકૃતિના બધ, ઉદય, ઉદીરણા ને સત્તા-એ ચાર પ્રકાર કહેલા છે તો તેનુ-કર્મપ્રકૃતિઓનું સ્વરૂપ સમજાવશો?

ઉત્તર-એને માટે કર્મગ્રથ ટીકા અથવા ભાષાતર વાચો. આવા પ્રશ્નોત્તરમા તેનો સમાવેશ થઇ શકે નહીં

પ્રશ્ન ૩૧૧—આ મનુષ્યશરીર લોકનાલિકાને આકારે છે એમ કહે છે તે બરાબર છે? તેના મધ્યમા આઠ રૂચકપ્રદેશ નાભિમડળને સ્થાને છે એમ કહે છે તે બરાબર છે?

ઉત્તર-મનુષ્યશરીર નહીં પણ લોકનાલિકા કેટલેક અશે મનુષ્યાકૃતિને મળતી છે, બધી રીતે મળતી નથી મનુષ્યના તેમજ દરેક જીવના શરીરના મધ્યભાગમા આઠ રૂચકપ્રદેશ હોય છે કે જે સ્થિર રહેતા હોવાથી તેને કર્મો લાગતા નથી એ બરાબર છે

પ્રશ્ન ૩૧૨—સમકિતના ૬૭ બોલનુ વિવરણ શેમા છે?

ઉત્તર-અનેક સ્થળે છે તમે તે જાણવા માટે ખાસ સમકિતના ૬૭ બોલની સઝાય સાર્થ છપાયેલ છે તે વાચો

પ્રશ્ન ૩૧૩—પાચ ઇંદ્રિયના ૨૩ વિષયો કયા કયા?

ઉત્તર-સ્પર્શેદ્રિયના ૮, રસેદ્રિયના ૫, ઘ્રાણેદ્રિયના ૨, ચક્ષુઇંદ્રિયના ૫ અને શ્રોત્રેદ્રિયના ૩ એમ ૨૩ છે તેનો વિસ્તાર નવતત્ત્વ વિગેરે અનેક સ્થાનકે છે તે ૨૩ વિષયના ૨૫૨ વિકાર થાય છે

પ્રશ્ન ૩૧૪-ક્ષાયિક ભાવના ૯ પ્રકાર કયા કયા ?

ઉત્તર-કેવળજ્ઞાન, કેવળદર્શન, ક્ષાયિક સમકિત, યથાખ્યાત ચારિત્ર ને દાનાદિ પાચ લબ્ધિઓ-એ ક્ષાયિક ભાવના ૯ પ્રકાર સમજવા તે ચાર ઘાતિકર્મોના ક્ષયથી પ્રાપ્ત થાય છે

પ્રશ્ન-૩૧૬-શ્રાવકને लद्धट्टा, गहियट्टा વિગેરે વિશેષણો આપ્યા છે તેનો તાત્પર્ય શુ સમજવો ?

ઉત્તર-શ્રાવક લબ્ધાર્થ, ગૃહિતાર્થ એટલે ગુરૂ સમીપથી અર્થને સમજેલા, ગ્રહણ કરેલા, ધારેલા એવા હોય છે તે એ શબ્દનો ભાવાર્થ સમજવો

પ્રશ્ન ૩૧૭-મુનિરાજને ૨૮ તેમજ ૫૦ લબ્ધિ ઉત્પન્ન થાય છે તે કઇ કઇ ?

ઉત્તર-૨૮ લબ્ધિ શ્રીપાળ રાજાના રાસના અર્થ વિગેરે અનેક સ્થળે લખેલ છે ૫૦ લબ્ધિનુ સ્થળ ધ્યાનમા નથી

પ્રશ્ન ૩૧૮-શુક્લ ધ્યાનના ચાર પાયાનુ સ્વરૂપ શેમા છે ?

ઉત્તર-કર્મગ્રંથ, યોગશાસ્ત્ર અને ધ્યાનશતકાદિમા છે

પ્રશ્ન ૩૧૯-નાગકેતુની કથા શેમા આવે છે ? એ સંસારી પણામા કેવળજ્ઞાન પામ્યા હતા ?

ઉત્તર-એની કથા કલ્પસૂત્ર સુબોધિકા ટીકાના ભાષાંતરમા છે તેઓ જિનપૂજા કરતા નદ્દાલસર્પ કરડવાથી ગૃહસ્થપણામા શુભભાવના ભાવતા કેવળજ્ઞાન પામ્યા હતા

પ્રશ્ન ૩૨૦-ખરજવુ કે ગુમડા વિગેરે થયેલ હોય પણ તે વહેતા ન હોય તો જિનેશ્વરની અંગપૂજા થાય કે નહીં ?

ઉત્તર-રસી વિગેરે કાઇ નીકળતુ ન હોય તો વિવેકપૂર્વક જિનપૂજા થઇ શકે

F

પ્રશ્ન ૩૨૧–અત્યારે જે બધા સમુદ્ર છે તેના આપણા શાસ્ત્રમા શુ નામ છે ?

ઉત્તર–જૈનશાસ્ત્રમા તેના જુદા જુદા નામો નથી બાકી તે બધા લવણસમુદ્રમાથી ભરતક્ષેત્રમા આવેલા પાણીથી બનેલા છે

પ્રશ્ન ૩૨૨–ચિલાતીપુત્રની કથા શેમા છે ? એ ગૃહસ્થ પણામા કેવળજ્ઞાન પામ્યા હતા ?

ઉત્તર–એની કથા ભરહેસરવૃત્તિના ભાષાતરમા છે એને કેવળજ્ઞાન થયુ ત્યારે મુનિવેશ નહોતો, મુનિપણુ હતુ, કેમકે તે વિના તો કેવળજ્ઞાન થાયજ નહીં

પ્રશ્ન ૩૨૩–રાઇ પડિક્કમણુ કરનારને જો સ્ત્રીસ યોગ સબધી સ્વપ્ન આવેલુ હોય તો ૧૦૮ શ્વાસોશ્વાસનો એટલે સાગરવરગભીરા સુધીનો અને નહીં તો ૧૦૦ શ્વાસોશ્વાસનો એટલે ચદેસુ નિમ્મલયરા સુધી ચાર લોગસ્સનો કાઉસગ્ગ કરવાનું કહેલ છે તેનુ શુ કારણ ?

ઉત્તર–એ ૮ શ્વાસોશ્વાસ માઠા સ્વપ્ન સબધી દોષના નિવારણ માટે કાઉસગ્ગમા વધારવામા આવેલા છે

પ્રશ્ન ૩૨૪–પોસહના ૮૦ ભાગા શી રીતે થાય છે ?

ઉત્તર–એને માટે મોટી બારવ્રતની ટીપ વિગેરે વાચો બારવ્રતની પૂજા અર્થવાળી છપાયેલ છે, તેમા પણ બતાવેલ છે

પ્રશ્ન ૩૨૫–પોસહ ઉચ્ચરતા બહુવેળ સદિસાહુ ? ને બહુ વેળ કરશુ ? એવા આદેશ માગવામા આવે છે તેનો હેતુ શુ છે ?

ઉત્તર–આખા દિવસમા નાના નાના (શ્વાસોશ્વાસ અને મેષોન્મેષ વિગેરે) દરેક કાર્ય માટે ગુરૂની આજ્ઞા લેવાનું બની ન શકે માટે એ આદેશ બહુ વખત માટે ભેળો માગી લેવામા આવે